# વીર-કથા.



પ્રત
૫—૦
.. જુદું.

લેખક,
વસનજી રણછોડજી નાયક.

# વીર-કથા.

—લેખક—

વસનજી રણછોડજી નાયક.

ઠેઠ વાડીફળીયું; કોટશેરી,

સુરત.

—પ્રકાશક—

મણિભાઈ રણછોડજી નાયક.

ઠે૦ વાડીફળીયું; કોટશેરી,

સુરત.



પ્રથમાવૃત્તિ. સંવત ૧૯૭૯ પ્રત ૧૦૦૦

મુલ્ય પાંચ આના.

# —બે બોલ—



માતૃભૂમિને માટે સ્વધર્મની યજ્ઞ-વેદીમાં સર્વસ્વનો ત્યાગ કરી કુરબાની આપનાર અનેક વીર સેવકો પાક્યા છે, પાકે છે, અને પાકશે. એવા નરવીરોના બલિદાન ઉપરજ દેશની ઉન્નતિ અને અધોગતિનો આધાર છે. પ્રાચીન કાળમાં પ્રતાપ, પૃથ્વિરાજ, શિવાજી વિગેરે માતૃભૂમિને અપૂર્વ ગૌરવ અને કીર્તિ સંપડાવનાર અનેક સ્વદેશ ભક્તો થયા છે, એટલુંજ નહિ પણ એ બહાદુરોના સમયમાં કેટલાએ વીર યોદ્ધાઓએ પોતાની માતૃભૂમિને માટે બલિદાન આપી આ ભૂમિ તૃપ્ત કરી છે. એવા અનેક ભડવીરોના લોહીથી ભારતભૂમિ પવિત્ર થઈ છે. માતૃભૂમિને માટે સર્વસ્વ સ્વાર્પણ કરી સમય આવે પોતાના પ્રાણ પણ કુરબાન કરનાર કેટલાએ વીરો અને વીરાંગનાઓનાં જ્વલંત દૃષ્ટાંતો આ નાનકડા પુસ્તકમાં આપ્યાં છે.

"ભલે વજ્રો શિરે તૂટો, હજારો તીર છો છૂટો,
પ્રબળ પાષાણમાં કુટો, છતાં મુજ ટેક નહિ મૂકું !
સળગતી આગમાં બાળો, ઉછાળો ઝેરમય ઝાળો;
કરી લ્યો કે'ર છો કાળો, છતાં પગ એક નહિ ચૂકું !
ભલે સ્હેંસો દંહો કાપો, ચહો તે રીત સંતાપો;
હજારો વેઠતાં તાપો, પ્રતિજ્ઞા પર નહિ થૂંકું !
ઉતારી ચર્મ તન ચીરો, વહાવો લોહીની નીકો;
હજારો મોત છો વેઠું, (પણ) અધમ માર્ગે નહિ ઝુકું !"

(વસંત)

ઉપર મુજબની ગઝલનો સંપૂર્ણપણે અમલ કરનાર મેવાડ કુલભૂષણ પ્રતાપની કીર્તિથી કોણ અજાણ્યું છે? એ વીરસિંહે પોતાના ટેકને માટે રાજ્યાસનના સુખ વૈભવનો ત્યાગ કરી, જંગલે જંગલે ભટકી, કેટલાઓ દિવસ અન્ન સિવાય કહાડી, અસંખ્ય સૈનિકદળવાળા અકબર બાદશાહને નમતુ ન આપ્યું તે નજ આપ્યું! છેવટે પોતે એ જંગલમાં મરણ પથારીએ પડયા છે. આ જોઇ અકબર બાદશાહ કહે છે કેઃ—

"પ્રતાપ! આ ખોટો ટેક છોડ. તમારી હઠથી આ નંદનવન સમું મેવાડ સ્મશાન સમું થાય છે. તમો ફકત એકજ વાર બોલો કે હું તમારે આધિન છું." ઘડીભરમાં પરલોક તરફ વિદાય લેવાની તૈયારી કરતા વીરપ્રતાપની આંખમાંથી અગ્નિના તણખા ઝર્યા. તે ત્રાડી ઉઠયો "અકબર! ભિક્ષાથી મેવાડ ભૂમિને સ્વતંત્ર રાખવા કરતાં બહેતર છે કે મારૂં સમસ્ત કુટુંબ મેવાડમાતા સાથે મરણને શરણ થાય;........રાઈ રાઈ જેવડા ટુકડા થાય!"

માતૃભૂમિના પવિત્ર પ્રેમની પાશમાં રગદોળાતા આવા અનેક વીરો અને વીરાંગનાઓ આ પુસ્તકમાં નજરે પડશે.

માતૃભૂમિને માટે પ્રાણ કુરબાન કરવાના આ આપભોગના યુગમાં આવું પુસ્તક ઉત્સાહ–પ્રેરક થઇ પડશે, એવી અમર આશાથી જેમ બને તેમ જલદી પ્રકટ કર્યું છે. આધુનિક કાળમાં અનેક વીર બહાદુરો પોતાની મોહમાયાને ત્યાગી માતૃભૂમિના સંરક્ષણાર્થે ઝઝુમે છે. એ બધાના દૃષ્ટાંતો આપવાની ધ્રુષ્ટતા કરવી એ ખરેખર નિરર્થક છે. છતાં ત્રણ જ્વલંત ઉદાહરણ છેવટે આપ્યાં છે. મહાત્મા ગાંધીજી, તિલક-મહારાજ અને દરબારશ્રીને સમસ્ત હિન્દ સારી રીતે ઓળખે છે. એમનાં કેટલાંઓ જીવનચરિત્રો પણ મંહાજુદ છે, છતાં

આ પુસ્તકમાં હાલના યુગનું દિગ્દર્શન કરાવવા એ ત્રણેના ઉદાહરણો મૂકયાં છે તો એ ખોટું નજ ગણાશે.

પુસ્તકનું નામજ એવું છે કે જેને માટે "બે બોલ" પણ આપવા એ ધૃષ્ટતા છે. છતાં કેટલીક બીના વાંચક વર્ગ સમક્ષ મૂકવાની હોવાથી ઉપરોકત "બે બોલ" લખી અત્રે વિરમું છું.

ઉપર જણાવ્યા મુજબ જેમ બને તેમ જલદી પ્રકટ કરવાના આશયથી કેટલીક ત્રુટીયો રહી ગઈ હોય, તો તે વાંચક વર્ગ દરગુજર કરશે અને એ સંબંધી જે જે સૂચનાઓ કરવામાં આવશે તે સાભાર સ્વીકારી બીજી આવૃત્તિ વખતે તેમાં સુધારો કરવામાં આવશે.

કવિતા માટે તેમના કર્તાઓનો આભારી છું. અસ્તુ.

"ભાટીઆ" નિવાસી (હાલ) વાડીફળીયું; કોટશેરી, સુરત. લિ૦ સેવક,

**વસનજી રણછોડજી નાયક.**



# " અર્પણ. "

## સ્વર્ગસ્થ શ્રીમતિ,

# નંદનગૌરી ભીખાભાઈ પટેલ.

## સુરત રાષ્ટ્રીય કે૦ મં૦ ની સરોજીની કન્યાશાળા

## નં૦ ૨૬ નાં મુખ્ય અધ્યાપિકા.

જેણે, હાલની હિન્દપર ચાલતી સત્તાની ગુલામી સાંકળ ક્ષણવારમાં દૂર કરી, પોતાના દેશની સ્વાતંત્ર્યની હાકલને પુષ્પસમ વધાવી લઈ, પોતાનો અસાધારણ ભોગ ભારતી-માતાને શરણે ધર્યો છે; અને પ્રાચીન વીરાંગનાઓનાં અપૂર્વ ઉદાહરણો, હૃદયપટમાં કોતરી, એ ભારતી વીરાંગનાઓની સહ-ચારિકા થઈ સ્વજમુનિદિપક "દિપ" પ્રકટાવી સ્વધર્મ રૂપે સ્વગમન પ્રિય ગણ્યું છે. તેમજ દયા, દાન અને દિનતાની દેવીસ્વરૂપે ક્ષમાના શસ્ત્રવડે, ક્રોધ અને અહંભાવનારૂપી દુર્ગુણોનું છેદન કરી, શાન્તિ, શુશિલતા અને પ્રિયંવદાના સદ્ગુણોથી મર્ણાંતે પણ સ્વદેશહિત હૈયે ધરી, બાલિકાઓને સ્વાતંત્ર્યતા, સમાનતા, વીરતા, ધીરતા, સ્વધર્મ ઈત્યાદિ બોધક અને અમૂલ્ય સદ્ગુણોનું પયપાન કરાવ્યું છે.

એ દેવીસ્વરૂપ ભારતી વીરાંગનાનાં ચરણમાં આ મારૂં અલ્પ શ્રમિત લઘુ પુસ્તક "અર્પણ" કરી, એમના પૂજ્ય આત્માને પૂર્ણ સ્વર્ગીય શાન્તિ ઈચ્છી કૃત કૃત્ય થાઉં છું. અસ્તુઃ

" ગાંધી જયંતિ. "
ભાદરવા વદ ૧૨
સંવત ૧૯૭૯

લિ૦ સેવક,
વસનજી રણછોડજી નાયક.

# અનુક્રમણિકા.

---

જય સ્વદેશ ૐ "વંદેમાતરમ્" ૐ જય સ્વરાજ

# વીર-કથા.



## અપૂર્વ ત્યાગી—ભામાશા.

---

પૃથ્વિ માતાની કુખમાંથી અનેક વીર રત્નો પાકયા છે, પાકે છે અને પાકશે. હિન્દુસ્તાન દેશ—આપણી માતૃભૂમિ—પૃથ્વિનો એક રઢિઆળો ભાગ છે, તો એ દેશમાં પણ એ પ્રમાણે અવાર નવાર બનતું આવે છે, બને છે અને બનશે.

મેવાડ ભૂમિનો નાનકડો રઢિઆળો પ્રદેશ મોગલ સલ્તનતના કબજામાં છે. હિન્દુસ્તાનને કમરપટે લટકતી તલવાર રૂપ એ સોહામણો દેશ રાષ્ટ્ર—જીવનનાં હિંડોળા ખાતો ખાતો મૃતપ્રાયઃ દશામાં આજે દૃષ્ટિગોચર થાય છે. વ્યાઘ્ર સમાન મેવાડના પહાડો આજે નિસ્તેજ ચહેરે નીચું જોઈ રહ્યા છે. છતાં પોતે નિમકહલાલી બતાવી વીર મેવાડીઓને દુઃખના ડુંગરમાંથી બચાવવા પોતાની ગોદમાં આમથી તેમ સંતાડી દે છે. મોગલો એ પહાડોની ઉપર ધસે છે. એમને છૂંદી નાંખે છે. છતાં પોતાના બાહુમાં સંતાડેલા તેમના બહાદુર સેવકોને બતાવતા નથી તે નથીજ. અહા! એક જડ પદાર્થો પણ મેવાડીઓને આજે કેટલા ઉપકારના ભાર નીચે દાબી રહ્યા છે!

મેવાડ ભૂમિ જનશૂન્ય સ્મશાન સમી ભાસે છે. શ્વાન-શિઆળવાંઓ પોકે-પોક મૂકી રૂવે છે. જે મેવાડ વીર રાજ-પુતોના કલ્લોલથી છલ્લબલ્લ થતું, તેજ મેવાડ આજે મદાંધ મોગલોથી ભરાઈ રહ્યું છે. અહા ! મેવાડની આ સ્થિતિ ?!

ક્ષત્રિય કુલભૂષણ વીર રાણો પ્રતાપ હલ્દીઘાટના યુધ્ધમાં અદ્દ્ભુત વીરત્વ બતાવીને માંસના ટુકડા જેવા માનેલા પોતાના દેહને માટે નહિ, પરંતુ જે ભૂમિમાં જન્મ પામી જીવન ગાળતો હતો તે પોતાના પ્રાણથીએ પ્યારી પોતાની માતૃ-ભૂમિને ખાતર, રાજપુતોના એ યશસ્વી રાજ્યાસનને ખાતર, રાજપુત નામ કલંકિત ન થાય એને ખાતર, પોતાના અવશેષ વીર-બહાદુર સિસોદીયાઓ સાથે પહાડોની ગોદમાં છૂપાય છે-ખીણોમાં ભટકે છે !

જેની આજ્ઞા આકાશની વાણી તરીકે મનાતી હતી, જેના નામથી શત્રુઓનાં હાજાં ગગડી જતાં હતાં, જેના ઘોડાઓના દાબડાના અવાજથી પૃથ્વિ પણ થરથરતી હતી, જેના ઘોડાના સણુસણાટથી દુશ્મનો ત્રાસતા હતા, જેના ભાલાનો ઘા કોઈ પણ નરવીર સહવાને અશક્ત હતો, જેની રગેરગમાં માતૃભૂમિને માટેની આગ સદાને માટે ધગધગતી હતી અને એ ધગધગતા અગ્નિના બળે મુઠ્ઠીભર સિસોદીયા સિંહો સાથે જે કરોડો મોગલોનો કચ્ચરઘાણ વાળી રહયો હતો, જેનો અક્ષર એક વખત ખુદ બ્રહ્માનો અક્ષર મનાતો હતો; તેજ રાજપુત નરવીર રાજભૂષણ પ્રતાપ આજે તેજહીન-હતાશ-થઇ જડ પદાર્થ-પહાડો-નો આશ્રય લઇ એક શિઆળવાંની માફક ભટકે છે-રખડે છે !

જેનાં અખૂટ ધનભંડારો ગરીબોને આશ્રય આપવા સદાને માટે ખુલ્લાં હતાં, તેજ વીરનર આજે ધનહીન થઇ એક

રોટલાના ટુકડા માટે આમ તેમ ભટકે છે. પોતાનાં છોકરાંઓ નિર્દોષ પોકો મૂકી ખાવાનું માગે છે. અનાજ ન મળતાં તે કોમળાંગી ફુલ જેવાં રાજપુત્રો ઝાડ–પાન વીણી ખાય છે! આ દેખી પ્રતાપની છાતી ચિરાઈ જાય છે. આત્મા હિંમતહીન થઈ જાય છે. આખું અંગ કંપી ઊઠે છે. હૃદય ખાલી થઇ જાય છે. હાથમાંથી તલવાર પડી જાય છે. આંખો-માંથી શ્રાવણ–ભાદરવો ઝરવા લાગે છે. સર્વત્ર શૂન્કાર દેખાય છે. આખરે આશાહીન થઈ પોતાની માતૃભૂમિને છેલ્લા પ્રણામ કરતાં બે હાથ જોડી બોલે છે:—

"જનની જન્મભૂમિ! તેં આ બાયલાને પ્રતાપ નામ આપી જન્મ આપીને કેટલી આશા રાખી હશે? માતા! હું હવે તારો ત્યાગ કરૂં છું. તું તારૂં ગૌરવ સંભાળી લેજે. શું માતા મેં તારી કુખ લજાવી છે? નહિ, નહિ. કેટલાઓ દુશ્મનોની આહુતિ આપી મેં મારાથી બનતું કર્યું....પરંતુ નિરાશ! આજે એક રોટલાનો ટુકડો ખાવા નથી. છેવટે ભૂખને વશ થઇ–કંટાળી–શક્તિહીન થઇ–તારા દુઃખો ન જોવાવાથી આ પ્રતાપ તારો હવે સદાને માટે ત્યાગ કરે છે. આ પ્રતાપનો પ્રતાપ હજી ગયો નથી, સિસોદીયાઓ તારે માટે પોતાના પ્રાણ પાથરવા તૈયાર છે; પરંતુ હાય! ખાવાને અન્ન નથી–સિસોદીયાઓનું પેટ ભરવાને પૈસા નથી. ફક્ત પૈસાના અભાવથીજ હું હતાશ થઈ ચાલ્યો જાઉં છું. મારા તને છેલ્લા પ્રણામ છે!"

તે જન શૂન્ય સ્થાનમાંથી પગ સંચાર થાય છે. એક લક્ષ્મિ માતાનો લાડીલો સેવક અપૂર્વ ત્યાગી વીરભામાશા પ્રતાપને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે. પ્રતાપ સજળ નયને

આવનાર વીર ત્યાગી તરફ એકી ત્રટે જોઇ રહે છે. ભામાશાના મુખમાંથી અવાજ નિકળે છેઃ—

‘ મહારાજાધિરાજ ! આપનું અપૂર્વ શૌર્ય આજે ખોવાઇ ગયું છે. બહાદુર વીરસિસોદીયા સિંહો આજે આશાહિન જણાય છે. માતૃભૂમિ મેવાડ આજે ચોધાર આંસુએ કલ્પાંત કરે છે, આ સર્વ જોઈ મને જણાયું કે આ બધાનું મૂળ કારણ પૈસાની ખોટ છે. પૈસા સિવાય આજે સર્વત્ર શુન્યકાર ભાસે છે. તો મહારાજ ! મારા ધનદોલતના ભંડારો તમારા છે. માતૃભૂમિના ઉદરમાંથી મેળવેલું ધન માતૃભૂમિના રક્ષણાર્થે વપરાય એ હું મારૂં અહોભાગ્ય સમજું છું; માટે ઉઠો, ઉઠો, જાગૃત થાઓ, નિરાશાદેવીને ઠોકર મારો. ફરીથી મેવાડ–ભૂમિમાં પ્રતાપ રેલાવો. મેવાડનો વિજય ધ્વજ કોઈને નહિ નમશે તે નહિજ નમશે ! ”

આ ગેબી વાણીથી પ્રતાપના રોમાંચ ખડાં થઈ ગયાં. આકાશમાંનો સૂર્ય પૂરા તેજથી ઝળહળ્યો. ઊંચા ઊંચા ગિરિશિખરો સમશેર ઉંચી કરવા પ્રતાપને ગુપ્ત સંકેત કરે છે. નદીનાળાં ખળખળાટ હસતાં આમતેમ ભમે છે. પક્ષીઓ આનંદથી કલ્લોલ કરતાં ભાસે છે. પ્રતાપની નિરાશા ભસ્મીભૂત થઇ ગઈ. સર્વ સિસોદીયાઓ વિજયનાદ કરતા એકત્ર થઈ ગયા. રાજપુત કુલભૂષણ વીરરાણાપ્રતાપે ફરી યુદ્ધ શરૂ કર્યું. પોતાની માતૃભૂમિને ગુલામીમાંથી છોડાવી ફરીથી રાજપુતોનું સામ્રાજ્ય સ્થાપ્યું.

અપૂર્વ ત્યાગી વીર ભામાશાએ આ વખત પોતાની માતૃભૂમિને માટે ૨૫૦૦૦ માણસોને બાર વરસ ચાલે એટલું અખૂટ ધનદોલત રેલાવ્યું હતું. આખો ભારત દેશ એ વીર ત્યાગીની પ્રસંશા કરે છે–પૂજે છે.

ધન્ય છે એના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમને ! અને ધન્ય છે એના અપૂર્વ ત્યાગને ! ભારતમૈયાના અખૂટ સંકટોનું નિવારણ કરવા હાલ પણ એવા નરવીર ત્યાગીઓની દેશ એકી ત્રટે રાહ જુવે છે !



# વીર-રમણી.

---

અહા ! કેવું રમણીય સ્થળ ! ઉદેપુર નગરના એક મહેલની અગાશીમાં બે વ્યક્તિઓ જણાય છે. સામે ચંદ્રસરોવર ગગનની અનન્ત છાયા હૃદય ઉપર ધારણ કરી હસી રહી હતી. કેટલેક દૂર જણાતા ઉચ્ચ પહાડો, સરોવર અને તેની સામે જણાતી વાટીકાની દિવાલ પેઠે આવી રહ્યા છે. મેવાડ સુરક્ષક પહાડોમાંથી નીકળતાં ઝરણો કિલકિલાટ કરતાં ચાલ્યાં જાય છે. આકાશમાંથી ચંદ્રનો શિતળમય પ્રકાશ પૃથ્વિને સફેદ ચાંદી જેવી બનાવી સર્વત્ર શાન્તિ પ્રસરાવી રહ્યા છે.

આવે સમયે ચંદ્રના પ્રકાશમાં સુખચેન ભોગવવા બેઠેલી વ્યક્તિઓ પૈકી એક ઉદેપુરના રાણા રાજસિંહનો સરદાર ચંદાવત છે. અને બીજી વ્યક્તિ એ ચંદાવતની સ્વધર્મચારિણી છે. અહા ! શું એમનો આનંદ ! શું એમનું પ્રેમશૌર્યમાં તલ્લીન થએલું ચિત્ત ! દુનિઆની સર્વ વાત આ સમયે એમને તુચ્છ ભાસે છે. તેઓ એક પછી એક પોતાના કણ્ઠમાંથી સંગીતધ્વનિ કહાડી પોતાને તેમજ આજુબાજુની સર્વ વિશ્વલીલાને આનંદમય બનાવી રહ્યા છે.

અરે ! પણ આ શું ? નગરમાં જાહેર ખબર અપાય છે કે, "કાલે યુધ્ધમાં જવા માટે દરેક બહાદુર મેવાડીઓએ તૈયાર રહેવું." આ સાંભળી સમસ્ત ઉદેપુર વાસીઓ અત્યારથી તૈયારીઓ કરવા લાગ્યા. રાત્રે દશ વાગ્યાને સુમારે ઉપલી બીના બની હતી. સર્વ ઉદેપુર વાસીઓ માતૃભૂમિને માટે–માતૃભૂમિના રક્ષણાર્થે–અનેક તૈયારીઓ કરી શૈયામાં પોઢયા; પરંતુ નિદ્રાદેવીનું સ્થાન નથી. આજે સર્વ રાજપુતો વિજય મેળવવાની વિચારમાળામાં ગોથાં ખાતા ખાતા આમથી તેમ આળોટતાજ રહ્યા.

આજે પ્રાતઃકાળથીજ સૂર્યનારાયણના નિસ્તેજ દર્શન થયાં. મેવાડને આવેલી મહાન વિપત્તિને લીધે તે આજે શોકગ્રસ્ત દેખાતા હતા. સૂર્યનારાયણનો આ સંકેત જાણે પક્ષીઓના જાણવામાં આવ્યો નહોય, તેમ તેઓ પણ આજે પ્રાતઃસમયનું સંગીત ન ગાતાં ઉદાસ ચહેરે માળામાંથીજ ડોકીયાં કરતાં હતાં. સર્વત્ર શોકમય શુનકાર ભાસે છે; પરંતુ માતૃભૂમિને માટે પ્રાણ પાથરનાર દરેક મેવાડી સૈનિકોના હૃદય આજે આનંદિત છે. તેમના કમરપટે શોભતી તલવાર તનમનાટ કરી રહી છે–દુશ્મનોનો સંહાર કરવા ઉંચી નીચી થઇ રહી છે. વીર મેવાડીઓ તેને આશ્વાસન આપતાં કહે છે, "થોડો સમય છે, પછી તારી તેમજ મારી બહાદુરીની પરીક્ષા મેવાડ માતા જોશે. અત્યારે શાન્ત થા."

ચંદાવતે પણ લડાઇમાં જવાની તૈયારી કીધી. એને પરણી આવ્યાને આજે બેજ દિવસ થયા છે. ચંદાવત પોતાની સહચારિણીની રજા લેવા જતાં કહે છે કેઃ–"પ્રિયે ! ભાવીએ આપણા ભાગ્યમાં શું લખ્યું હશે ?! તારી સાથે સમાગમ થયાને હજી

પૂરા બે દિવસ થયા નથી એટલામાં તો મારે યુધ્ધમાં જવાનું થાય છે. રમણી ! હું પાછો આવું કે કેમ એ અત્યારે શું કહેવાય ! વ્હાલી ! હું તારામાં મુગ્ધ થયો છું. તારા વાત્સલ્ય સ્વભાવે મને તારો કરી લીધો છે. અત્યારે રણયુદ્ધમાં જવાને બદલે મારા ચર્ણ તારા તરફ ધસે છે. હું અત્યારે પૂર્ણ ધર્મ સંકટમાં છું.”

વીર રમણી હાડીની ભ્રકુટી ઉંચે ચઢી. કપાળમાં કાંઇક રતાશ ભાસે છે. આખું શરીર શૌર્યથી કંપે છે. તે તરતજ એક વાઘણની માફક ઘૂરકી ઉઠી:–“શું એક મેવાડી સરદાર, પોતાની સ્ત્રીના પ્રેમમાં લંપટ બની કર્ત્તવ્ય વિમુખ થઇ પોતાની માતૃભૂમિની કુખ લજાવશે ? વ્હાલા સરદાર ! તમારા મુખમાંથી આવા એક બાયલા જેવા નિરૂત્સાહી વાક્યો સાંભળવા મારા કર્ણ ના પાડે છે. આવી તમારી સિંહ જેવી આંખ આજે બિલાડીની માફક ઝીણી જોઇ મારા નયન અશ્રુપાત કરે છે. અહા ! એક રાજપુત અને તે વીર બાપ્પા રાવળના વંશનો પુનરોદ્ધાર કરનાર ક્ષત્રિય કુલભૂષણ વીર શ્રેષ્ઠ મહારાણા પ્રતાપના વંશનો; આજે મારી સમક્ષ એક બીકણ–બાયલા–ને છાજે એવા નિર્લજ વાક્યો કહાડતાં મને દુરાચરણી–સ્ત્રી લંપટ–મોગલો યાદ આવે છે !

વ્હાલા, તમારા પ્રત્યે મારો પ્રેમ અગાધ છે એ કબુલ; પરંતુ આપણા બન્નેના પ્રેમ કરતાં વધારે–અધિક પ્રેમ માતૃભૂમિ પ્રત્યે રાખવાની ખાસ આવશ્યક્તા છે. માટે મને યાદ ન કરતાં એક રાજવીર–સિસોદીયાને છાજે એવું વર્તન રાખી ભસ્મીભૂત થતા ઉદેપૂરને બચાવો. યુદ્ધ કરતાં–માતૃભૂમિની સેવા સુશ્રુષા કરતાં–આપ કદાચ સ્વર્ગે જશો તો પણ જરૂર આપણે પાછા ત્યાં મળીશું. માટે સિંહને છાજે એવા બહાદુર

સરદાર બની સત્વર યુદ્ધમાં પ્રયાણ કરો. માતૃભૂમિને ગુલામીમાં જતી અટકાવવા પ્રાણ પાથરો."

અહા ! શું શૌર્ય ! આ બહાદુર વીર હાડી રાણીના ઉપરોક્ત વાક્ય પ્રહારો સાંભળી ચંદાવતની આંખો સતેજ થઇ. શરીર કંપવા લાગ્યું, હૃદય પશ્ચાતાપ કરવા લાગ્યું. તુર્તજ તેણે પોતાના કર્ત્તવ્ય માટે દિલગીરી બતાવી યુદ્ધમાં પ્રયાણ કર્યું. યુદ્ધ શરૂ થઇ ગયું. ખપ્પરદેવી મેવાડીઓના સાચા કર્ત્તવ્યથી થએલાં બલીદાનથી ખપ્પર ભરવા લાગી. હજારો વીર બહાદુર રાજપૂતો માતૃભૂમિના રક્ષણાર્થે રણમાં રોળાવા લાગ્યા.

પતિને કર્ત્તવ્યવિમુખ રાખી સંસાર સુખની તુચ્છ તૃષ્ણા રાખે એવી સ્રીઓમાની એક હાડી રાણી ન હતી. તેણે પોતાના પતિને સચેત કરી માતૃભૂમિનું ઋણ અદા કરવા યુદ્ધમાં તો મોકલ્યો; પરંતુ હજી એને સંકોચ રહ્યો કે, "રખેને મારા પ્રેમમાં લુબ્ધ બનેલા મારા પતિ યુધ્ધમાં ધ્યાન આપવાને બદલે મારામાં ધ્યાન આપશે તો કર્ત્તવ્યવિમુખ થશે." આથી ચંદાવતને મોહમુક્ત કરવા પોતે પોતાનું માથું ધડથી જુદું પાડી યુદ્ધમાં ચંદાવત પાસે મોકલાવ્યું. અને કહેવરાવ્યું કે:–

**"હું સ્વર્ગે જાઉં છું. તમો માતૃભૂમિને માટે બહાદુરીથી મારૂં અનુકરણ કરી તમારા પ્રાણનું બલીદાન આપજો. કદી પાછા હઠશો નહિ. માતૃભૂમિનું રક્ષણ કરી માતાની કુખ દિપાવવામાંજ તેમના પુત્રોનો સ્વધર્મ સમાયેલો છે."**

"શાબાશ ! ધન્ય છે એ વીર રમણીને ! અને ધન્ય છે એના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમને !



# અમરપણું !

---

સૂર્ય અસ્ત થયાને કેટલોક વખત થઈ ગયો છે. દિલ્હીપતિ પૃથ્વિરાજ શાહબુદ્દિન ઘોરી ઉપર ચઢી આવ્યો છે. શહેરબા'ર છાવણી નાંખી બહાદુર પૃથ્વિરાજના સૈનિકો આનંદ માણી રહ્યા છે. ઘોર કાળાં વાદળાં જેવા પર્વતો ચારે દિશામાં ઉન્નત મસ્તક કરી ઉભા રહી જગતની ગતિનું અવલોકન કરી રહ્યા છે.

સર્વ રાજપુત વીર યોદ્ધાઓ માતૃભૂમિને માટે મરવા સદાને માટે તૈયારજ હતા. પણ આ શું ? આગળના રજપુતોને કલંક લગાડનાર, આ કોઇ ઉત્પન્ન થયું હોય એવું જણાય છે. ખરેખર ! એણે ક્ષત્રિય જાતિમાં જન્મ ધારણ કરી બાપ્પા રાવળ–વીર પ્રતાપ જેવા રાજપુત કુલભૂષણોની કીર્તિને ઝાંખ લગાડી છે. પોતાની માતાની કુખ લજાવી છે. એવા નરાધમ–બાયલા–પુરૂષોનો જન્મજ ન થયો હોત તો કેવું સારૂં ?

જે પોતાના કુળની પૂર્વની કીર્તિ વિસરી જાય છે. જેનામાં પોતાના બાપદાદાના શૌર્ય ભર્યાં શૂરાતનોનો છાંટો નથી. જે પોતાના મુખથી એક દિવસ ઉચ્ચાર પણ નથી કરતો કે, "આ મારી માતૃભૂમિ છે, અને એના રક્ષણ માટે મારૂં આ પંચભૂતથી બનેલું શરીરજ નહિ, પરંતુ મારો આ આત્મા પણ પાથરવા હું તૈયાર છું." જે પોતાના કર્તવ્યને ભૂલી જઇ અમુક જાતના ક્ષણીક લાભને વશ થઇ, પોતાની માતૃભૂમિને દગો દે છે; તે ખરેખર ! ક્ષત્રિય નથી મનુષ્ય નથી, પરંતુ આ ભૂમિને ભારરૂપ પત્થર સમાનજ છે. અરે ! પત્થર પણ ઘણા ઉપયોગી !

પૃથ્વિરાજના સરદાર વિજયસિંહે પોતાના રાજાને તેમજ માતૃભૂમિને આજે દગો દીધો. પોતે આખી ક્ષત્રિય જાતને શરમાવનારૂં કલંકરૂપ પગલું ભર્યું. વિજયસિંહે આજે ખરેખર, પોતાના નામને પણ લજાવ્યું છે. એનું નામ પાડવામાં મોટી ભૂલ હોવી જોઇએ. વિજયસિંહ એને કહાયજ નહિ. એ આજે રાજદ્રોહી તેમજ માતૃદ્રોહી બની પોતાની માતૃભૂમિનો નાશ કરવા તૈયાર થએલા શાહબુદ્દિનને જઇ મળ્યો છે. એ આજે માતૃભૂમિને માટે મરી સ્વર્ગીય સુખની વાંચ્છનાને ઠોકર મારી માતૃભૂમિના દુશ્મનને સહાય કરી ક્ષણીક લાભને વશ થઈ માનસીક સુખ લેવા તત્પર થયો છે. તે આજે રાજ્યના લોભથીજ આ દુષ્ટ કર્ત્તવ્ય કરતો જણાય છે.

અનેક વીર ક્ષત્રિય બહાદુરોમાંથી આ એક દેશદ્રોહી-બાયલો-લોભી-ઉત્પન્ન થયો તો એથી એ રાજપુત જાત એવી નજ કહેવાય. રાજપુત જાતિમાં અનેક વીરરત્નો પાકયા છે, પાકે છે, અને પાકશે. જુઓ, વિજયસિંહના દુરકર્ત્તવ્યને શરમાવનાર આ કોઇ બહાદુર સિંહ જાગ્યો છે.

ચંદબારોટ એ પૃથ્વિરાજનો સ્વદેશાભિમાની કવિ તેમજ વીર યોદ્ધો હતો. પૃથ્વિરાજને પોતાનો દુશ્મન શી તૈયારી કરે છે, એ જોવાની જરૂર હતી. દુશ્મનના કિલ્લામાં જઈ તેની આંખમાં ધૂળ નાંખી સર્વ બીનાથી વાકેફ થઇને સહી-સલામત પાછું પોતાના સૈન્યમાં આવવું એ ખરેખર, ઘણુંજ કઠીણ કામ હતું. દુશ્મનની ગુપ્ત વાત લેતાં કદાચ પોતાનું મસ્તક દુશ્મન લઈ લે, એ બનવા જોગ હતું. આ બધી બીના ચંદકવિ સારી રીતે સમજતો હતો; છતાં પોતાના રાજાને વિચારમાં પડેલો જોઈ-પોતાની માતૃભૂમિની ઉપર સંકટનાં વાદળાં ઝઝુમતાં જોઇ-તે ઉભો થઈ ગયો. તેનામાં માતૃભૂમિ

પ્રત્યેનો પ્રેમ ઝળકી ઉઠયો. આંખ રાતી ચણોઠી જેવી થઈ ગઇ. આખું શરીર કંપી ઉઠયું. કમ્મર પર લટકાવેલી તલવાર પર હાથ મૂકી ચંદકવિ સિંહનાદથી ત્રાડી ઉઠયોઃ–"મ્હારા બહાદુર રાજાધિરાજ! દુશ્મનને તાલી આપી છટકી આવવાનું કામ ઘણુજ દુર્લભ છે. છતાં આ તમારો નમ્ર સેવક એ કામ શિરોમાન્ય ચઢાવે છે. જરૂર હું આજ પળે દુશ્મનના કિલ્લામાં જાઉં છું, અને ગુપ્ત તૈયારી નિહાળી આપનો માર્ગ નિર્મળ કરૂં છું."

આમ કહી તરતજ ત્યાંથી નિકળ્યો. મધ્યાનઃનો સમય છે. સર્વ મનુષ્યો પોતપોતાનું કાર્ય કરતા ભાસે છે. નગર જન-શૂન્ય છે. બહાદુર ચંદકવિએ ગુપ્ત વેશે કિલ્લામાં પ્રવેશ કર્યો, એટલુંજ નહિ પરંતુ તેણે ઠેઠ શાહબુદ્દિનના કિલ્લાની લગોલગ જઇ અંદર પણ પ્રવેશ કર્યો. આ વખતે ચંદકવિના મુખ ઉપર કાંઇક હર્ષ જણાતો હતો. પોતાનું કાર્ય પૂરૂં કરી રાજા પાસે અત્યારે જઈશ, આ વિચારથી તેનું હૃદય ઘણુંજ આનંદમય ભાસતું હતું. તે દરબારમાં એક જગ્યાએ જઈ બેઠો.

અહા! પણ હાય પ્રારબ્ધ! ચંદકવિની સર્વ આશા નષ્ટ થઈ ગઈ. રાજપુત જાતિને કલંક લગાડનાર પેલા દેશદ્રોહી વિજયસિંહે ચંદકવિને ઓળખ્યો. તેણે શાહબુદ્દિનને કહી પકડાવ્યો. ચંદકવી દુશ્મનના હાથમાં સપડાયો. તેને દોરડાં વતી બાંધી દેવામાં આવ્યો. વિજયસિંહ હર્ષ પામ્યો, અને શાહબુદ્દિન મને કેટલું ઈનામ આપશે? એવા દુષ્ટ વિચારો કરવા લાગ્યો. શાહબુદ્દિને ચંદકવિને પોતાની સમક્ષ ઉભો રાખ્યો અને તેને "આ ખરાબ કૃત્ય માટે કેદ કર્યો છે," એમ કહ્યું.

ચંદકવિની મુખાકૃતિ કાંઇક શોકમય તો કાંઇક હર્ષિત જણાય છે. તે નિરાધાર છે. દુશ્મનના કિલ્લામાં છે; એટલુંજ નહિ પરંતુ દુશ્મનના હાથમાં છે. તનું આખું શરીર કંપાયમાન ભાસે છે. તે બોલ્યોઃ–"બાદશાહ ! તું મને કેદ કરી હર્ષિત થાય છે પણ એ તારી મોટી ભૂલ છે. **મને દેશકાર્ય કરતાં જેલ મળે એ જેલખાનું નહિ પરંતુ કીર્તિભુવન છે. મને તું દુઃખ દઈ રાજી થવા માગે છે તો જણાવું છું કે એ દુઃખ નહિ પરંતુ સ્વર્ગીય સુખ છે, મારા ઉપર વિપત્તિનું વાદળ તૂટે એ વિપત્તિ નહિ પરંતુ સમ્પતિનું છત્ર છે. મારી માતૃભૂમિની સેવા કરતાં કદાચ મારો પ્રાણ જાય તો એ મારો નાશ નથી પરંતુ વંશપરંપરાનું અમરપણું છે!**

શાબાશ ! શાબાશ ! ધન્ય છે એવા વીર નરરત્નોને !



# વીર કન્યા–સરસ્વતિ.

---

ઘોર અરણ્ય છે. મેઘ ગર્જના કરે છે. વિદ્યુતનો પાત પણ થાય છે. મેઘની ગર્જનાની સામે વ્યાઘ્રો પણ પોતાની ગર્જના સરખાવી રહ્યા છે. વનચર પશુઓ આમથી તેમ નાશ ભાગ કરી રહ્યા છે. એવે સમયે બે વ્યક્તિઓ ઘણીજ ઝાડીથી આચ્છાદીત થએલા જંગલની એક પર્ણકુટીમાં ઉભા રહી સ્થિર ચિત્તે કાંઈ સાંભળી રહ્યા છે. પૂરૂં સાંભળ્યું. આવતા અવાજે

બંધ થયા. ઘોડાના દાબડાના અવાજો દૂરદૂર સંભળાવા લાગ્યા. એટલે ઉભય વ્યકિત કે જેમાં એક દિલ્હીના બાદશાહના પવનગઢ કિલ્લાનો સરદાર રામદેવરાવ અને બીજી તેની બહાદુર સુલક્ષણી વીર બાળા સરસ્વતિ હતી; તેઓ વિચારગ્રસ્ત ચહેરે ઉભાજ રહ્યા. કોઈ બોલતું નથી.

મહારાષ્ટ્રીય વીર મહાન પ્રતાપી શિવાજીરાવની ચઢતી થતી જતી હતી. તે એક પછી એક કિલ્લા સર કરતો જતો હતો. આ જોઈ દિલ્હીના બાદશાહને વ્હેમ ગયો કે દરેક કિલ્લાના હિન્દુ સરદારો શિવાજીને ગળી ગયા હોવા જોઈએ. એથી તેણે દરેક ગઢ ઉપર સ્વજાતિના—મુસલમાન—સરદારને મદદનીસ તરીકે મુકયા. રામદેવરાવ સ્વાભિમાની પુરૂષ હતો. તેણે વિચાર કર્યો "જેના રાજ્યમાં રાજ્યભક્તિ—સ્વામીભક્તિની કિંમત નથી તેના રાજ્યમાં રહી નોકરી કરવી એ કેવળ પેટનું પોષણ કરનાર ગુલામની નોકરી જેવી છે" મુસલમાન સરદારને જ્યારથી પવનગઢ મૂકયો ત્યારથી તેણે શિવાજીરાવ સાથે ભળવાનો પાકો વિચાર કર્યો હતો. અને ત્યારથીજ મહારષ્ટ્રમાં સ્વરાજની સ્થાપના કરનાર શિવાજીને મરણ પર્યંત સહાય કરવાનો પણ વિચાર કર્યો હતો.

ભયંકર ખીણની અંદરથી પિતા-પુત્રિએ જે વાતચીત સાંભળી તે દિલ્હીના સૈનિકોની હતી. તેની વાતચીત ઉપરથી જણાયું કે:—"તેઓ શિવાજીરાવનો મજબુત કિલ્લો—સોનગઢ—લેવા, તેની ઉપર ઓચિંતો છાપો મારવાના હતા." રામદેવ શિકારેથી આવ્યો હતો. એટલે તે તેમજ તેનો અશ્વ ગતિહીન હતા—અશક્ત હતા. રાતોરાત જો આ ખબર શિવાજીને ન પહોંચાડવામાં આવે તો પોતાની માતૃભૂમિનો નાશ થવાનો એ વાત નક્કી હતી. આ વિચારથી રામદેવનું મૂખારવિંદ

નિસ્તેજ જણાતું હતું. આ જોઇ વીર રમણી–સરસ્વતિ સમજી ગઇ. તે બોલી ઉઠી "પિતાજી, વિચાર કરવાનો આ વખત નથી અત્યારે ને અત્યારે શિવાજી મહારાજને આ અશુભ સમાચાર ન મળે તો જરૂર સોનગઢનો–આપણી માતૃભૂમિનો-પરાજય થવાનો. માટે પિતાજી મને રજા આપો. અત્યારેજ હું આ મારી "રોહીણી" ઉપર આરૂઢ થઇ સત્વર મહારાજાને ખબર કહી પાછી આવું. મને રજા આપો." એકજ લગની. એકજ જાપ. એકજ અવાજ. બસ મને રજા આપો! રજા મેળવી. વીર રમણીએ માર્ગ કાપવા માંડયો. સોનગઢમાં જવું બહુ દુર્લભ હતું, કારણ જ્યાં ને ત્યાં શિઆળવાંની માફક આખું જંગલ મોગલોથી ઉભરાઇ ગયું હતું. દુશ્મનોને છતી આંખે આંધળા બનાવીને પ્રયાસ કરવાનો હતો. મોતની અણીનો વખત હતો.

જે ભૂમિએ મહારાષ્ટ્ર દિપક વીર શિવાજી જેવાને જન્મ આપેલો, જે ભૂમિએ આધુનિક કાળમાં પણ હિન્દના રાજ તિલકરૂપ તિલક મહારાજને જન્મ આપેલો, જે ભૂમિમાં પોતાની માતૃભૂમિને માટે પ્રાણની આહુતિ આપનાર બહાદુરોની ખોટ નથી; તે ભૂમિની વીરાંગનાંઓ પણ તેવીજ. તે ભૂમિના એ બહાદુરોને જન્મ આપનાર રમણીઓ પણ તેવીજ, અને તે ભૂમિના એ બહાદુર રત્નદિપકોના સહવાસમાં આવેલી ભગીનિઓ પણ તેવીજ.

વીર કન્યા સરસ્વતિ પોતાના પ્રાણને માતૃભૂમિના કાર્યની પાછળ મૂકી પોતાની એ જનનીની વ્હારે ધાઈ–દોડી–ગઈ.

રાત્રિનો સમય છે. ચોપાસ ધનઘોર કાળરાત્રિએ સર્વ ઇશ્વરી લીલાને શ્યામવરણી બનાવી દીધી છે. સર્વત્ર શાન્ત છે. વીર–રમણી કોતરમાંથી નિકળી સોનગઢ પાસે આવી પહોંચી.

આ શો ચમત્કાર ? સરસ્વતિ અટકી. કમ્મરે લટકતી સહચારિણીને જાગૃત કરી. સમશેર હાથ ધરી. "શેહીણી" ની ડોક થાબડી. એક જુવાન વીર યોદ્ધાને લજાવે એવી રીતે ઉભી રહી. જુએ છે તો ત્રણ સ્વારની પાછળ મોગલ સૈન્ય પડયું છે. સ્વારો બચવાને માટે પોતાના અશ્વોને પુરપાટ દોડાવી રહ્યા હતા, પરંતુ મોગલ સૈન્યે પીછો ન મૂકેલો જોઈ તેઓ અટકયા. બહાદુરીથી સામા થયા. આગળ જતા સ્વારો પૈકી એક વીર શિવાજીરાવ અને બીજો શિવાજીરાવના ડાબા હાથરૂપ બહાદુર નરવીર તાનાજી હતો. એઓની પાછળ દશ મોગલો પડયા હતા. ત્રણે જણે ઉભા રહી રક્ષણાર્થે પોતાની તલવારો ફેરવવા માંડી. દોડતા આવતા ત્રણે મોગલો સ્તબ્ધ થઈ ગયા. તેઓમાં આગળ જવાનું ધૈર્ય રહ્યું નહિ. છતાં પણ ત્રણ મરાઠાને મારવા અથવા જીવતા પકડવા પગભર થઇ ગયા. યુદ્ધ શરૂ થઈ ગયું. બહાદુર શિવાજીની યશસ્વી ભવાની તલવાર મોગલોનું સ્વાગત્ કરવા તૈયારજ હતી. ત્રણ બહાદુર સ્વારો દશ મોગલોને કેવી રીતે પહોંચી પડે ? એ વાત અલ્પ; પરંતુ એ ત્રણ વીર મરાઠાઓએ કેટલાઓ વખત સુધી મોગલોને ટક્કર ખવરાવી, એટલુંજ નહિ પરંતુ તેમાના પાંચને તો ધૂળ ચાટતા કરી દીધા. આખરે થાકયા. આશાહીન થયા. બાજુપર ઉભી ઉભી આ યુદ્ધ જોઇ રહેલી બહાદુર વીર કન્યા સરસ્વતિ આ દ્રશ્ય જોઈ ન શકી. પોતાનું બલિદાન આપીને પણ પોતાની માતૃભૂમિના ઉધ્ધારક–મરાઠાના પ્રાણ રૂપ–શિવાજીને બચાવવા રમણી કુદી પડી. અચાનક આ વીર યોધ્ધાનો વધારો જોઇ મોગલોનાં હાજાં ગગડી ગયાં. વીર મરાઠામાં નવું ચેતન આવ્યું. પેલી રમણીના હિંમતભર્યાં [illegible] અને બહાદુરીથી મોગલની ગતિ હણાઈ ગઇ. તેઓ આખરે હાર્યાં. બહાદુર રમણીએ પોતાની માયાવી દેહની

દરકાર કર્યા વિના શિવાજીને મોતના પંજામાંથી બચાવ્યા. મહારાષ્ટ્રનું જતું રત્ન અટકાવ્યું; અને બીજી ભવિષ્યની વિગતોથી—મોગલ સૈનિકોની ચઢાઈની વાતોથી—મરાઠા કુલભૂષણ શિવાજીને ચેતાવી પોતાની માતૃભૂમિના રુણમાં કાંઇક ઘટાડો કર્યો. રમણી પુરુષવેશે હતી.

ધન્ય છે એ વીર રમણીને! કે જેણે મોગલ સૈન્યની પણ પરવા ન કરતાં એક વીર બહાદુર યોધ્ધાને છાજે તેના કરતાં પણ ઉત્તમ કાર્ય પોતાની માતૃભૂમિને માટે કર્યું. ધન્ય છે એની હિંમતને! અને ધન્ય છે એના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમને!



## શાબાશ પ્રતાપ શાબાશ!

મહારાષ્ટ્રીય કુલદિપક શ્રીમંત છત્રપતિ શિવાજી મહારાજે સ્વરાજ રૂપી વૃક્ષની સ્થાપના કરી; અને પોતે તેમજ પોતાના સ્નેહીઓએ મળી માતૃભૂમિને માટે પ્રાણની પણ દરકાર ન કરતાં રાજ્યનો સારો વિસ્તાર કર્યો. અહા! શિવાજી મહારાજની ઇચ્છાનુસાર પ્રત્યેક બનાવ બન્યા હોત તો કેવું સારૂં થાત! અરે! પણ હાય પ્રારબ્ધ! જે થવાનું હતું તે થઈ ચૂકયું. શિવાજી પછી સંભાજી ગાદીએ આવ્યા ત્યારથીજ શિવાજીએ અત્યંત પરિશ્રમ લઇ પોતાના વિશ્વાસુ મિત્રોની જીંદગીની આહુતિ આપી વધારેલું વૃક્ષ કરમાવા લાગ્યું. થોડા સમયમાં મહામહેનતે માતૃભૂમિની વેદી ઉપર કેટલાઓ મરાઠાના બલિ-

દાન આપી મેળવેલું સ્વરાજરૂપી વૃક્ષ સમૂળું ઉખડી જશે એવી નિરાશા સર્વત્ર પ્રસરી રહી હતી.

અહા ! પણ કાળની શી વિચિત્ર ગતિ છે ! સંભાજી પછી રાજારામ ગાદીએ આવ્યા. તેમનામાં પોતાના બાપદાદાએ મેળવેલી કીર્તિ ધૂળધાણી કરવાની શક્તિ ન હતી. પોતે ચુસ્ત માતૃપ્રેમી હતો. પોતાની માતૃભૂમિને માટે પોતે પ્રાણ પાથરવા તૈયાર હતો. આ દ્રશ્ય નિહાળી કેટલાક મરાઠા મુત્સદ્દીઓમાં નવું ચેતન આવ્યું.

રાત્રિનો સમય છે. ગઢની ચારે બાજુ કપટી ઔરંગજેબનું સૈન્ય ઘેરો ઘાલી ઉભું છે. કાંઇક શોકમય તો કાંઇક વિજયના શુકન થાય છે. મહારાષ્ટ્રમાં સુગંધીમય પુષ્પોની સુવાસ પ્રસરી રહી છે. તેને રમ્ય ઉપવનો ખાવા ધાય છે. મહારાષ્ટ્રના ભાવી આશારૂપ સંતાનોના મુખ ઉપર સાચા જીવનની ઝલક નહિ, પરંતુ ગુલામોની છાયા બોલી રહી છે. પરંતુ પૃથ્વીમાતાની કુખમાંથી અનેક વીરરત્નો પાકયા છે, પાકે છે, અને પાકશે.

રાજારામ તુલાજી પવારના ગઢમાં સંતાઇ બેઠો છે. એક મધપુડાની ઉપર ભમતી માખોનું રૂપ મોગલોએ લીધું છે. તુલાજી પવારના ગઢને મોગલોએ ઘેરો ઘાલ્યો છે. તુલાજીને કહેણ–ધમકી–મોકલી કે “ જો તું રાજારામને અમારે સ્વાધિન ન કરે તો ચાર દિવસની અંદર તારો ગઢ પાયમાલ કરવામાં આવશે. ”

મહારાષ્ટ્રીઓની સર્વ અમર આશામાં આજે નિરાશાદેવીનું સ્થાન છે. રાજારામને મોગલો પકડશે ! જીવતા ચામડી ઉતારશે ! એની ઉપર કેટલાંઓ સંકટના વાદળો તોડી પાડવામાં

આવશે. રે ! મહારાષ્ટ્ર–માતૃભૂમિ–ગુલામીના કોરડામાં સબ-ળતી થશે ! રાજા, દુરાચરણી મોગલોના હાથમાં સપડાશે ! તેમનો કાળ થશે ! મળેલું અમૂલું રત્ન હણાશે ! આવા ઉદ્દગારો સર્વત્ર સંભળાઈ રહ્યા છે. આખા મહારાષ્ટ્રમાં સર્વ મનુષ્યોના મુખપરથી આશાદેવી ગમન કરી ગઈ છે. સર્વત્ર નિરાશા ! નિરાશા ! ને નિરાશા !

અહા ! સમયની શી બલિહારી ! જુઓ, માતૃભૂમિની વ્હારે ધાનાર, માતૃભૂમિને ગુલામરૂપી જાળમાંથી બચાવનાર, રાજાના પ્રાણને બદલે પોતાના પ્રાણની આહુતિ આપનાર, માતૃભૂમિનો કોઇ લાડીલો લાલ–સાચો સેવક–પાકયો છે.

રાજારામના એક સ્વામીનિષ્ઠ સરદાર હંબીરરાવનો પુત્ર પ્રતાપરાવ ખરેખર ! પ્રતાપના નામને દિપાવવા તૈયાર થયો. પોતે રાજારામનું રૂપ લઈ મોગલોની આખી સૈન્યમાંથી રાજા તરીકે નાશી જવાની હામ ભીડી. તે જાણતો હતો કે "રાજારામ નાશી જાય છે એમ જાણી મોગલો મારી પાછળ મધમાખની પેઠે તૂટી પડશે. હું મારો જીવ બચાવવા મારા અશ્વને પૂર જોસે દોડાવીશ, પરંતુ કેટલાઓ મોગલ સૈન્ય આગળ હું નથી ટકવાનો ! મારો નાશ થવાનો એ નક્કી છે; પરંતુ મારા રાજાને–માતૃભૂમિને આવા સંકટમાંથી ઉગા-રવા ભલે મારો પ્રાણ જાય તો પણ હું સ્વામીભકિત–માતૃભકિત ને માટે મરીશ, તથા કર્તવ્યપરાયણ બની સ્વર્ગે સિધાવીશ, અને મોગલોની સર્વ આશાને ધૂળ ચાટતી કરીશ."

આ બીના જે કોઈના જાણવામાં આવી–આછી આછી રીતે જે કોઇ અમુક વિશ્વાસુ કામદારોના જાણવામાં આવી–તે દરેક બહાદુરોના મુખમાંથી એકજ અવાજ નિકળ્યો:–"શાબાશ ! પ્રતાપ ! શાબાશ !"

રાજારામ પાસે તે માતૃભૂમિને માટે પ્રાણ આપી રાજાના વેશે નાશવાની પોતાની અભિલાષા દર્શાવવા ગયો. ત્યાં તેણે ભિક્ષા માગી. જે વખતે રાજાએ વીર પ્રતાપના મુખમાંથી આ બીના સાંભળી કે તુર્તજ બોલાઈ ગયું "શાબાશ ! પ્રતાપ ! શાબાશ !"

અમાવાસ્યાનો દિવસ છે. ઘોર કાળરાત્રિ પ્રતાપરાવનો કાળ લેવા માટે પોતાનું સ્વરૂપ બદલતી જણાતી હતી. મોગલો આશાની ધૂનમાં તાપણી સળગાવી કકળતી ઠંડીમાં ઘટાડો કરતા હતા. આ સમયે પશ્ચિમના દરવાજેથી કોઇ એક ઘોડેસ્વાર ચાલ્યો જતો હતો. જેના મુખકમંડળમાં વીરત્વમય તેજ ભાસતું હતું. જેનું આખું અંગ શૌર્યના આવેશમાં ધ્રુજી રહ્યું હતું. જેની તલવાર પોતાના સ્વામીની સેવા કરવા પગભર તૈયારજ જણાતી હતી. જેનો ઘોડો પણ પોતાની સ્વામીનિષ્ઠા દર્શાવવા જેમ કહે તેમ કરવા સદા સર્વદા એક ચિત્ત હતો.

મોગલો ઘેનમાં છે. ઠંડી દૂર કરવાની ધૂનમાં છે. હું જાઉં છું તે કદાચ મોગલો ન જાણે એથી પેલા ઘોડેસ્વારે પોતાના ઘોડાની પડઘી વધારે વાગે એમ કર્યું. મોગલો સાવધ થયા. લાંબી નજરથી જોયું તો તેઓને જણાયું કે, રાજારામ આંખમાં ધૂળ નાંખી નાશી જાય છે. સત્વર મોગલ સૈન્ય તેની પાછળ પડયું. કેટલેએ દૂર ગયું છતાં પેલો ઘોડેસ્વાર પકડાયો નહિ, એટલે નિરાશ થઇ પાછા ફરતા હતા. આ જોઈ પેલો ઘોડેસ્વાર ઉભો રહ્યો; કારણ તેને તો બધા મોગલોને દૂર લઇ જવા છે. મોગલો આથી ચિડાયા અને તેની પાછળ પૂર વેગે દોડયા. આસરે ચાળીસ-પચાસ મૈલ દૂર જતાં ઘોડેસ્વાર થાકયો. મોગલો નજદીક આવી પહોંચ્યા. એક મોગલ સરદાર બોલી ઉઠયો.

" બેવકુફ, લુચ્ચા. રાજારામ, નાશભાગ શું કરે છે હવે ક્યાં જવાનો ? "

ઘોડેસ્વાર ગગનભેદી અવાજે ત્રાડી ઉઠયો. "ઓ મદાન્ધો, તમારા સોએ વર્ષ પાણીમાં ગયા. જેને પકડવાની ઇચ્છાથી તમે આટલે દૂર આવ્યા, તે મારો સ્વામી–મારી માતૃભૂમિનો હિરો ક્યારનોએ ધનાજી સરદારની છાવણીમાં જઇ પહોંચ્યો છે. અને જોતજોતામાં તમારા ગઢો જીતવા પાછો આવી પહોંચશે. હું તો રાજારામના સરદાર હંબીરરાવનો પુત્ર પ્રતાપ છું."

એમ કહી રાજારામનો ફેંટો તેણે ફેંકી દીધો. આ દ્રશ્ય જોઇ મોગલો ફીકા પડયા. યુધ્ધ શરૂ થયું. એકલો પ્રતાપ પણ આખા સૈન્યને પુગો પડયો. પણ ક્યાં સુધી ? આખરે મહારાષ્ટ્રની સેવા બજાવતો બજાવતો પોતાની માતૃભૂમિને માટે પ્રાણ પાથરવા તૈયાર થએલો વીર બહાદુર પ્રતાપ સ્વર્ગે ગયો.

આખા મહારાષ્ટ્ર દેશે આ વાત જાણી સર્વના મુખમાંથી એકજ ઉદ્દગાર "શાબાશ ! પ્રતાપ ! શાબાશ !"

પ્રતાપની સુકીર્તિ જોઇ હંબીરરાવનું હૈયું સગર્વથી ફુલાઈ ગયું. પોતાના પ્રાણ બચાવી નવું જીવન આપનાર વીર પ્રતાપની ઉપરોક્ત બીનાથી રાજારામને પારાવાર દુઃખ થયું છતાં એ દુઃખના ઉદ્દગારોને ઠોકર મારી તેના મુખમાંથી પણ એકજ અવાજ "માતૃભૂમિને માટે પ્રાણનું બલિદાન આપનાર એ વીર તને ધન્ય છે ! **"શાબાશ ! પ્રતાપ ! શાબાશ !"**



# ધન્ય છે ! એ બાળકને !

---

ચિ-તોડ ઉપર મોગલોએ સ્વારી કરી હતી. પરંતુ તેઓને બહાદુર ચિ-તોડવાસીઓના મજબુત ગઢને જીતવાની આશા નહતી. મોગલોનો વિશ્વાસ તૂટતો જતો હતો. યુદ્ધ વખતે સિસોદીયાના લશ્કરને પ્રતાપ નામનો વીર બાળક વાંસળી વગાડી શૂર પ્રકટાવતો હતો. આ પ્રતાપ નાનો બાળક હતો, પરંતુ વાંસળી વગાડવામાં તો જરૂર નાનો નજ કહી શકાય. આ કિશોર વયનો બાળક મોગલોને ખુંચતો હતો. કોઈ પણ ભોગે પ્રતાપનું હરણ કરવાની કપટજાળ નાંખી મોગલો એ બાળકને પોતાના લશ્કરમાં લઈ જવાની પ્રેરવી કરતા હતા.

સર્વત્ર અંધકારનો અધિકાર ઝામી ગયો છે. આકાશમાંની ચાંદનીઓ પણ દેખાતી નથી. સર્વસ્વ શુનકાર છે. કાંઇક અપશુકનના ચિહ્નો ભાસે છે. પરંતુ સાથે સાથે વિજયઘોષના શાન્ત બુલંદો કર્ણગોચર થાય છે.

હાય પ્રારબ્ધ ! સિસોદીયાઓનું રત્ન ખોવાયું ! મોગલોની ક્ષણીક આશા બર આવી. ગઢ બહાર કેટલાઓ મોગલો ટોળે વળી ઉભા છે. વચ્ચંમાં એક કિશોરવયી સુકોમળ બાળક દયાદ્ર ચહેરે પરંતુ નિડર પણે ઉભું છે. અહા ! વીર પ્રતાપ મોગલોના હાથમાં ફસાયેલો માલમ પડે છે.

એ બાળકને બીજા દિવસના યુધ્ધમાં મોગલોની જીત અને સિસોદીયાઓની હાર થાય એવું ગીત ગાવા ફરજ પાડવામાં આવે છે. સાથે સાથે નિષ્ઠુર પાપી હૃદયનો સરદાર જણાવે

છે કે "જો કાલે મોગલોની જીત થાય એમ કરીશ તો તને બાદશાહ પાસે સારૂં ઇનામ અપાવી મોટા સરદારની નોકરી અપાવીશ; અને જો એથી સ્હેજ પણ વિરૂધ્ધ કીધું તો યાદ રાખજે કે આ સમશેર તારા બે ટુકડા કરવાને સ્હેજ પણ અચકાશે નહિ." વીર બાળક પ્રતાપ નીચું જોઈ પોતાની દુર્દશા અને ભવિષ્યના કર્ત્તવ્યનો વિચાર કરતો શાન્ત ચિત્તે ઉભો છે.

સવાર થઈ. સૂર્યનારાયણમાં આજે ઝાંખાશ માલમ પડે છે. ઘોર કાળરાત્રિ-પ્રતાપને પકડવામાં સહાય કરનારી એ કાળરાત્રિ-નો જગતના જીવાડનાર સૂર્યનારાયણે નાશ કર્યો છે. મેવાડમાં "મરવું કે મારવું" ની તૈયારીઓ થઈ રહી છે. મોગલો આજે આનંદમાં છે. તેઓને શ્રધ્ધા છે કે આજે આ બાળક વાંસળી વગાડશે એટલે જરૂર આપણી જીત થવાની, અને નહિ ધારેલી ધારણા આજે ફળીભુત થવાની.

ચિત્તોડના દરવાજા વિકાળ વાઘના મોં જેવા પહોળાં થઈ ગયા. જાણે અત્યારેજ મોગલોનો ભક્ષ કરવા તત્પર ન હોય! વીર મેવાડીઓ "મરવું કે મારવું" ના ઉપરોક્ત સંકલ્પથી-દૃઢ પ્રતિજ્ઞાથી-પોતાની પ્રાણ પ્યારી માતૃભૂમિને ખાતર દરેકે દરેકનું બલિદાન આપવા પોતાના હાથમાં તનમનાટ કરતાં-શત્રુઓના સંહાર કરવા તલ્પિ રહેલાં-હથિઆરો લઈ, "રાણા પ્રતાપની જય" "માતૃભૂમિ મેવાડની જય" વિગેરે જયધ્વનિ પોકારતા શત્રુઓની છાતીમાં શબ્દરૂપી બાણના પ્રહાર કરતા રણભૂમિ તરફ પ્રયાસ કરતા જણાયા.

લડાઇ શરૂ થઈ ગઈ. મારો, કાપોના પોકારો થવા લાગ્યા. એક બીજાનાં હથિઆરો અથડાવાથી અંદરથી વિજળીના ઝબકારાઓ થવા લાગ્યા. ઉભય પક્ષના બહાદુરોનાં ડોકાં ધડથી જુદાં પડી રણ મુકત થઈ, પરલોકગમન કરવા લાગ્યા.

આ વખતે મોગલ સરદારે બાળક પ્રતાપને વાંસળી વગાડી શૂર ઉત્પન્ન કરવા હુકમ કર્યો. માતૃભૂમિનો કિશોર પરંતુ સાચો સેવક, પોતાના મિત્ર અમરસિંહ સાથે વાંસળીથી માતૃભૂમિનું રક્ષણ કરવાને કટીબધ્ધ થએલો એ દેશ ભકત વીર પ્રતાપ અત્યારે પૂરા દુઃખનાં ડુંગરમાં સપડાઈ ગયો. જો વાંસળી શૂરાતનભરી વગાડે તો જરૂર મોગલોને શૂર છુટે અને મેવાડના સિસોદીયાઓ હારે અને એથી પોતે પોતાની માતાની કુખ લજાવી ગણાય; અને જો એ પ્રમાણે નહિ વર્તે તો તો પેલો મોગલ સરદાર તેના પ્રાણ લેવા તૈયારજ હતો!

શું કરવું? એ આ મેવાડ માતાના સાચા સેવકને વિચારવાનું હતુંજ નહિ. પોતે એશૂરી–નિરશ–નિરૂત્સાહી-વાંસળી વગાડી. જેથી મોગલોમાં ઉત્સાહ ઉત્પન્ન થવાને બદલે સર્વે આશા મૃતપ્રાયઃ થઈ-મોગલોની હાર થઈ. તુરતજ દયાહીન–નરાધમ–મોગલ સરદારે એક ફુલ જેવા નાના બાળકને ચુંટી કાઢવામાં પોતાનું શૌર્ય દાખવ્યું. તેની તલવાર બહાદુર નિડર પ્રતાપના ઉપર પડી. મેવાડી બહાદુરોને જયઘોષ કરાવનાર આ વીર પ્રતાપ પોતાની માતૃભૂમિની સેવા બજાવતાં બજાવતાં સ્વર્ગે ગયો.

ખરેખર! એક પ્રતાપના સાચા પ્રતાપથી ચિત્તોડ મોગલોને હાથ જતું અટકયું. વીર મેવાડીઓની જીત થઈ. સર્વે ઠેકાણે પોતાની માતૃભૂમિને માટે પ્રાણનું બલિદાન આપનાર વીર શ્રેષ્ઠ પ્રતાપની કીર્તિ જળહળી. ધન્ય છે એના નિડરપણાને! અને ધન્ય છે એના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમને!



# "બાજી" તને પ્રણામ હો !

---

મરાઠા કુલદિપક વીર શિવાજી, પોતાની માતૃભૂમિનો ઉધ્ધાર કરી–મોગલોની ગુલામીની પાશમાંથી કાઢી–શાન્ત રીતે રાજ્ય કરવા પામ્યો ન હતો. કેટલાએ યુધ્ધમાં વીરત્વ બતાવી, એકલે હાથે અગણિત શત્રુઓનો સંહાર કરી, મહારાષ્ટ્રમાં સ્થાપેલા એ સ્વરાજ રુપી વૃક્ષની વૃધ્ધિને ખાતર પોતાના પ્રાણની પણ પરવા રાખ્યા વગર કાર્ય કર્યો જતો હતો.

પણ હાય ! આજે એ વીરત્વમાં ઝાંખ આવી છે. માતૃભૂમિ મહારાષ્ટ્ર ચોધાર આંસુએ રૂવે છે. પૃથ્વિ તેના આંસુ ઝીલી રહી છે. આકાશ આશ્વાશન આપી રહ્યું છે. વિક્રાળ વાઘ જેવો તેનો વજ્રગઢ સદા સર્વદા તેનું રક્ષણ કરવા પગ ભર તૈયારજ છે. રાત્રિના દશ વાગ્યાનો સમય છે. મહારાજા એક જગ્યાએ બેસી શાન્ત ચિત્તે પોતાના ઉપર આવેલી વિપત્તિ દુર કરવાના ઉપાય શોધતા હતા. એક યુક્તિ સુજી. તેણે એક હજાર રણઘેલા વીર યોદ્ધાને સજ્જ થવા હુકમ કર્યો. ઘનઘોર કાળરાત્રિ પોતાનું કાળ ભૈરવ જેવું સ્વરૂપ ધારણ કરી ઝણઝણાટ કરતી, શિવાજીને મદદ કરવા તૈયાર જણાતી હતી.

ગઢની ચોતરફ મોગલ સૈન્ય સાથરો નાંખી પડયું છે. શિવાજી કે જેને તેઓ "ડુંગરનો ઉંદર" એ ઉપનામથી સંબોધતા હતા, તે હજાર ઘોડેસ્વાર સહિત ગઢના પશ્ચિમ ભાગમાંથી આખા મોગલ સૈન્યના હાથમાં તાલી આપી–આંખમાં ધૂળ નાંખી–ચાલ્યો જતો જણાય છે. એ ચાલ્યો. તે ગયો. દોડો, દોડો. પેલો શિવો ડુંગરમાં ભરાઇ જવાનો;

વિગેરે ગુમરાણ થઈ રહી. જોતજોતામાં આખું મોગલ સૈન્ય સજ્જ થઈ ગયું. મોગલના સરદારનું મુખારવિંદ નિસ્તેજ થઈ ગયું. તેની સર્વ આશાની જગ્યાએ નિરાશાદેવી પ્રસરી રહી. ગુસ્સો ઘણોએ આવ્યો. કોની ઉપર અજમાવે ? પોતે કાળજી ન રાખી એથીજ શિવાજી જવા પામ્યો. નહિ તો ભર સૈન્યને દેખતા છતાં આંધળા બનાવી કોની જવાની તાકાત છે ? ગયો. શિવાજી, મોગલોના હાથમાંથી ગયો. હાથમાંથી ગોળી છોડી ને પાછી લેવાની ઇચ્છાની માફક મોગલ સૈન્ય શિવાજીને પકડવા દોડયું.

અસંખ્ય મોગલ સૈન્ય–ચોખંડ પૃથ્વિમાં આણ વર્તાવનારી એ અગણિત મોગલ સૈન્ય–ની સામે મુઠ્ઠીભર મરાઠાઓ કમ્મર કસીને બાઝયા છે. તાકાત નથી મોગલોની કે એ મુઠ્ઠીભર મરાઠા સૈન્યને ઉંચી આંગળી પણ કરી શકે ? અહા ! શું શૂરાતન ! માતૃભૂમિની સેવાને અર્થે પોતાના પ્રાણની આહુતિ આપવા તૈયાર થએલા મરાઠા ભલેને આંગળીને વેઢે ગણી શકાય એટલા હોય, પરંતુ કેવળ પોતાના પેટ ભરવા–જીતીશું તો લૂંટ ચલાવી કોઈ અચ્છી પરી તેમજ અનહદ ધન મેળવવા–નાજ ઈરાદાથી જે સૈન્યમાં જોડાયા હોય એવા મોગલો ભલેને અસંખ્ય હોય; તો પણ તે વીર મરાઠાઓ આગળ નકામાજ છે.

બહાદુર મરાઠાઓ સાથે શિવાજી, એક ખીણ નજીક આવી પહોંચ્યા. મોગલો તેની પાછળજ છે. શિવાજીએ ત્યાં સર્વને ઉભા રાખી જણાવ્યું કે "સમય બહુજ ભયંકર છે. મોગલો પાસે આવતા જણાય છે. એટલે આ ખીણમાં જો કોઇ આ નાકું ઘેરી ઊભું ન રહે તો જરૂર ખીણને પેલે

નાકે જતાં આપણે પકડાવાના. માટે અમુક માણસે આ ખીણનું નાકું ઘેરવાની જરૂર છે. જે અત્રે રહેશે તેણે જીવતા રહેવાની આશા ન રાખવી. પોતાની માતૃભૂમિની સેવા યાદ કરી "મરવું કે મારવું" ના પાકા નિશ્ચયવાળા બહાદુર પાંચસેં સેવકો એક બાજુ ઉપર થઈ જાઓ." જોતજોતામાં હજારે હજાર મરાઠાઓ પાંચસેંની જગ્યાએ જઇ ઉભા. મહારાજા શિવાજીના મુખ ઉપર કોઈ અજબ તેજ પ્રકાશ્યું. પોતે સગર્વથી બોલી ઉઠ્યા "વીર મરાઠાઓ તમો માતૃભૂમિને માટે પ્રાણ આપવા તૈયારજ છો એ જોઈ મને ઘણોજ આનંદ થાય છે."

આપણી વાર્તાનો નાયક વીર બાજીરાવ દેશપાંડે પોતાનો અશ્વ આગળ લાવી બોલ્યો "મહારાજાધિરાજ! મોગલ સૈન્ય નજદીક આવતું જાય છે. એક પળ પણ નકામી ગુમાવવી એ ભયંકર છે. માટે ખીણનાં આ નાકાની બીલકુલ દરકાર ન રાખતાં આપ બાકીના પાંચસેં માણસો સહિત સત્વર પલાયન કરી જાઓ. આ બહાદુર વીર મરાઠાઓ સાથે હું અત્રે રહીશ અને આ મારી માતૃભૂમિને માટે–સુખ, વૈભવનો ત્યાગ કરી એ જનનીને માટે અસંખ્ય કષ્ટ વેઠનાર મારા મહારાજાને માટે–મરણ પર્યંત એ મદાંધ મોગલોને એક પણ પગલું આગળ ભરવા દઈશ નહિ. એ પેલા તે નરાધમો આવ્યા. આપ અહિંથી સત્વર પ્રયાણ કરી જાઓ."

ખીણ પાસે મોગલો આવી રહ્યા. અટક્યા. અંદર જવાની કોઈની હિંમત ન ચાલી. મોગલ સરદાર ત્રાડી ઉઠ્યો "પ્રથમ પાંચસેં સૈનિકો આ ખીણની અંદર જાઓ અને એ "ડુંગરનાં ઉંદરને" બાંધીને અહિં લઇ આવો."

પાંચસો સૈનિક આગળ ચાલ્યા. સનન્ કરતાં બાણો તેની ઉપર મધમાખોની પેઠે તૂટી પડ્યાં. એક પળવારમાં સર્વ મોગલો યમસદન ! બે ચાર બચ્યા તે જીવ લઇને નાઠા.

આશ્ચર્ય ! સર્વ મોગલો સ્તબ્ધ ! સરદાર વધુ ચકળાયો. બીજા સરદારને બીજી ટુકડી લઇ જવા હુકમ થયો. ટુકડી સ્હેજ આગળ જાય છે એટલે તો સનસનાટ કરતી બાણરૂપી મધમાખો દોડી આવી. સર્વ મોગલોએ નાશભાગ કરી મૂકી.

આ શો ચમત્કાર ! સરદાર અપેદાશ્ચર્યથી ચિડાયો અને શિવાજી ઉપર વધુ ગુસ્સે થઈ સર્વેને સાથે અંદર પ્રવેશ કરવા હુકમ કર્યો. બહાદુર વીર મરાઠાએ સામા પડયા. યુધ્ધ શરૂ થયું. કેટલાઓ મોગલોનાં મુડદાં આમથીતેમ ગબડવા માંડયાં. વીર મરાઠાઓની કુરબાનીથી તેમનું સ્વરાજરૂપી વૃક્ષ તૃપ્ત થવા લાગ્યું. અરે ! પણ ગણ્યા ગાંઠ્યાજ મરાઠાઓ રહ્યા. અસંખ્ય મોગલ સૈન્ય આગળ મુઠ્ઠીભર મરાઠાઓ પોતાના વીરત્વથી મોગલોને હતાશ કરી પોતાના પ્રાણ માતૃભૂમિને માટે અર્પી સ્વર્ગે સિધાવ્યા.

થોડાઘણા બાકી રહેલા મરાઠાઓ સાથે વીર બાજીરાવ મોગલો સામે અતુલ યુધ્ધ કરી રહયો છે. તેની શત્રુસુનિ તલવાર તૃપ્ત નથી થતી. ક્યાંથી તૃપ્ત થાય ? અરે પણ હાય દૈવ ! બાજીરાવ પૃથ્વિપર પડયો.

પોતાની માતૃભૂમિના રક્ષણાર્થે વીર બાજીરાવ દેશપાંડેએ પોતાના પ્રાણનું બલિદાન આપ્યું. લીધેલું વચન પાળ્યું. તાકાત નો'તી મોગલોની કે મરાઠા જીવતા છતાં એક પગલુ પણ આગળ વધી શકે ! પોતાના પ્રાણ જતાં સુધી મોગલોને

અટકાવ્યા. શિવાજી નિડરપણે ચાલ્યો ગયો. મોગલો ફીકા પડી વીલે મ્હોંએ પાછા સિધાવ્યા.

ધન્ય છે એ વીર મરાઠાઓને ! એ મરાઠાઓની જનની-ઓને ! અને એ મહારાષ્ટ્ર દેશને ! કે પોતાના દેશમાં આવા વીર બહાદુર દેશાભિમાનીઓની કુરબાની અપાય છે.

જોતજોતામાં આખો મહારાષ્ટ્ર દેશ ઉપરોકત બીનાથી વાકેફ થઇ ગયો. દરેકના મુખમાંથી એકજ અવાજ. "ધન્ય છે ! ધન્ય છે ! વીર " બાજી " તને ધન્ય છે ! તને અમારાં વંદન હો ! પ્રણામ હો !"



# ધન્ય છે ! એ રાજપુત જાતને !

વીર બાપ્પા રાવળના વંશનો પુનરોધ્ધાર કરનાર વીર નર પ્રતાપ આજે તેજહીન દેખાય છે. તેની ભ્રકુટી એકી નજરે જમીન તરફ જોઇ રહી છે. મુખાકૃતિ તદ્દન મ્લાન અને ગ્લાની યુકત દેખાય છે. સામે કેટલાક રણઘેલા સામંતો શોકના સમુદ્રમાં ડુબેલા જણાય છે.

જે વીરનરના ભાલાના ઘા સહવાને આખા જગતમાં કોઇ યોદ્ધો નથી. જેની હાક ત્રિલોકને ડોલાવનારી છે. જેના શૂરા સિંહ સમાન સિસોદીયાઓ માતૃભૂમિને માટે પ્રાણ પાથરવા સદા સર્વદા તૈયારજ છે. જેનું નામ સાંભળતાં દુશ્મન દળ કંપી ઉઠે છે; તેજ બહાદુર નરરત્ન પ્રતાપ આજે હતાશ થઇ ગયો છે.

"બુંદિકોટાનો કિલ્લો જ્યાં સુધી હું જમીનદોસ્ત ન કરૂં ત્યાં સુધી મારે અન્નજળ લેવાં હરામ છે." એવી આકરી પ્રતિજ્ઞા એક દિવસ ચિત્તોડેશ્વર રાણા પ્રતાપે સભા સમક્ષ કરી.

પ્રધાનજી—મહારાજ! આ શું? કેટલી કડક પ્રતિજ્ઞા! બુંદિકોટાનો કિલ્લો સર કરવો એ રમત નથી. જેના રક્ષક વીર હાડા રાજપુતો છે. "ખાડા ખસે પણ વીર હાડા ના ખસે." આવી કહેવતથી પંકાએલા એ રાજપુત ભૂષણ બહાદુર હાડા પાસેથી બુદિનો કિલ્લો સર કરવો, એ ખરેખર! દુર્લભજ છે!

રાણાજીને આથી વધુ ચિંતા થવા લાગી. "રાજપુતનું પણ મરણ પર્યંત મિથ્યા નજ જાય." આ વાક્ય વીર પ્રતાપની રગેરગમાં વસેલું હતું. તે તરતજ બોલી ઉઠયો. "પ્રધાનજી! જ્યારે બુંદિકોટાનો કિલ્લો ન સર થાય તો મારી પ્રતિજ્ઞાનું પાલન તો જરૂર થશેજ. રાજપુત્રનું પણ જીવ જતાં સુધી મિથ્યા શી રીતે જાય?"

રાણાજીએ પ્રતિજ્ઞા તો લીધી. પાલન પણ શરૂ કર્યું, પરંતુ અન્ન જળ વિના દિવસ કાઢવા દોહેલા જણાયા. દિવસે દિવસે વધુ શોકમય જણાવા લાગ્યા. આખરે મંત્રીજીએ એક યુક્તિ શોધી.

મંત્રીજી રાણાજીને મળ્યા. તેમણે કહ્યું. "મહારાજ! આપણે તો ગમે તે રીતે પ્રતિજ્ઞાનું પાલન કરવું છેને? આજ રાત્રેજ માણસો બોલાવી એકી રાતે નગર બહાર બુંદિ કોટાનો નકલી કિલ્લો બંધાવી દ્યો. પછી તેની ઉપર ચઢાઈ કરી તેને જમીન દોસ્ત કરો."

રાણાને યુક્તિ પસંદ પડી. રાતોરાત કિલ્લો બંધાવી દીધો. બીજે દિવસે એ કિલ્લાને જમીનદોસ્ત કરવા પૂરા દમામથી ચઢાઈ કરી.

અરે! પણ આ શો ચમત્કાર? સર્વ સ્તબ્ધ થઈ ગયા. નહિ ધારેલી બીના જોઈ. એ રક્ષક વિનાના ખાલી, કેવળ નામનાજ કિલ્લામાંથી બાણ છુટવા લાગ્યાં. કોઈ બહાદુર યોદ્ધો એકલો હોવા છતાં પ્રતાપના સૈન્યની સામે થયો. નકલી કિલ્લાને સર કરવા જતાં પણ પ્રતાપને યુદ્ધ કરવું પડયું. યુધ્ધ શરૂ થઇ ગયું.

એક વીર હાડો રાજપુત, રાણા પ્રતાપના સૈન્યમાં નાની સરખી નોકરી કરતો હતો. પ્રતાપ બુંદિકોટાને જમીનદોસ્ત કરવાની પ્રતિજ્ઞા લીધી છે, અને કિલ્લાનું રક્ષણ વીર હાડા રાજપુતો કરતા હોવાથી પ્રતાપની આશા નષ્ટ થઈ ગઈ જેથી તેને નકલી કિલ્લો બાંધી પોતાની પ્રતિજ્ઞા પાળતો જોઇ; પેલો વીર હાડો રાજપુત સાંખી ન શકયો. પોતે કિલ્લાના દ્વાર પાસે જઇ ઉભો અને પોકારી ઉઠયો:—

"ઓ સિસોદીયા શૂરવીરો! તમારૂં પરાક્રમ કયાં ગયું? રાજપુત નામને કલંક લગાડનારૂં આ કેવું પગલું? વીર હાડાના રક્ષણથી રક્ષાતો બુંદિકોટાનો કિલ્લો આપ ન જીતી શકો એથી આ નીચ પગલું ભરવું ઉચિત ધાર્યું! પરંતુ ભુલશો મા! આ નકલી કિલ્લાનું રક્ષણ કરવાને પણ આ એક હાડો રાજપુત તૈયાર છે. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ હશે, જ્યાં સુધી મારી આ શત્રુસુનિ તલવાર ચલાવવાની મારામાં શકિત હશે, જ્યાં સુધી મારા શરીરમાંનું એક પણ અંગ આપની સામા થવાને સાજું હશે; ત્યાં સુધી આ તમારા અગણિત

સૈન્યને, આ એક હાડો પણ કિલ્લામાં પેસવા નહિ દેશે! હાડા રાજપુતનું ગૌરવ લુંટાવા નહિ દેશે! માતૃભુમિને લાંચ્છન લાગવા નહિ દેશે! ચાલો તૈયાર થાઓ શું જોઇ રહ્યા છો?"

એ વીર હાડાની ઉપર આખી સેના તૂટી પડી, પેલો બહાદુર હાડો પોતાની જાતીના ગૌરવાર્થે આખી સેનાની સામે થયો. યુદ્ધ આદર્યું. જેની રગેરગમાં બસ એકજ અવાજ, એકજ મંત્રણા, એકજ ધ્યાન, એકજ ઝંખના; એવા એ વીરનરે આખી સેનાને કેટલીક વખત ટક્કર ખવરાવી, પરંતુ અસંખ્ય સૈન્ય આગળ એક વીરરાજપુત કયાં સુધી ટકે? એ વીર હાડાનું નામ કુંભો હતું.

જમીન ઉપર ઘુટણે પડી કુંભાજીએ ધનુષ્ય ખેંચ્યું. કુંભોજી કુંડાળું ફરતો જાય અને એક પછી એક બાણ છોડતો જાય. દુશ્મનના લશ્કરનો દરેક બાણે કચ્ચરઘાણ વાળતો જાય.

કયાં એક વીર નર! અને કયાં આખી સેના! બહાદુર વીરરાજપુત હાડાની જાતને દિપાવનાર નરવીર કુંભો પોતાની માતૃભુમિનું ગૌરવ વધારવા મરણ પર્યંત લડયો. તાકાત નો'તી સિસોદીયા સિંહોની કે પોતાનું સિંહપણું અજમાવી આ હાડો જીવતો છતાં કિલ્લાને આંગળી સરખી પણ અડકાવી શકે! આખરે બહાદુર કુંભો પડયો. એ વીરનરના લોહીથી એ નકલી કિલ્લો પવિત્ર થયો.

ધન્ય છે એ વીર નર કુંભાને! અને ધન્ય છે એ રાજપુત જાતને! આખો દેશ એ વીર નરની પ્રસંશા કરે છે!



# શાબાશ માનાજી!

---

સત્યાગ્રહ એ શબ્દ કોઈ અલૌકિકજ છે. પુરાતન્ છે. પ્રહલાદજી, સુધન્વા વગેરેના હૃદયભેદક વ્યાખ્યાનો સાંભળ્યા છે. તેમાં બળવાન રાજાની નિષ્ઠુર આજ્ઞા ન ઉથાપતાં; રાજામાં ધારે તે કરવાની શકિત હોવા છતાં, આખરે એ બાળકો સત્યથી જીત્યા છે.

જેની કર્ત્તવ્ય પરાયણતા, માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ, તેમજ એવા અનેક કાર્યોની પ્રસંશા. અરે! મહારાષ્ટ્રમાં જેને ગૌબ્રાહ્મણ પ્રતિપાળત રીકે ઓળખતા; એવ. જે શિવાજીરાવ, તેના નામથી કોણ અજાણ્યું હોય? જેના નામથી મોગલદળ કંપતું હતું. જેના શૂરવીર મુઠ્ઠીભર મરાઠાઓ મોગલોના અસંખ્ય સૈન્યનો નાશ કર્યા જતા હતા. તે શિવાજી મહારાજની કીર્તિ ચારે દિશા પ્રસરી રહી હતી. તેમજ એના દ્રષ્ટાંતથી કેટલાઓ દેશદ્રોહીની આંખ ખુલતી હતી.

દિલ્હી પાદશાહના કેટલાક વિશ્વાસુ બહાદુર હિન્દુ કિલ્લેદારો હતા. તે પૈકી રામાજીપંત પણ હતો. તેણે પાદશાહ પ્રત્યેનો સારો પ્રેમ મેળવ્યો હતો. કેટલીઓ લડાઈમાં પોતે બહાદુરી બતાવી હતી, પરંતુ હવે વૃદ્ધ થવાથી તેના આગ્રહથી પાદશાહે તેને ખેળણાના કિલ્લાની કિલ્લેદારી તેમજ પાંચ-સાત ગામની ઈનામદારી આપી હતી. રામાજીપંત સ્વભાવે કડક હતો. પોતાના ધાર્યામાં કોઇ ગુન્હેગાર આવ્યો તો તેને તે કદી છોડતો નહોતો. પોતે ચાર-પાંચ વર્ષથી કેવળ ઇનામદારીનોજ બંદોબસ્ત કરી હવે બેસી રહેતો હતો.

અહા ! કેવી સુરમ્ય હવા ! કેવો સુંદર બાગ ! ગમે એવા ગરમીના સખત તાપને પણ ભાગી જવું પડે એવો સ્વચ્છ-નિર્મળ કુંજ ! આવા રમ્ય સ્થાનમાં પિતા પુત્ર બે જણા વાટાઘાટ કરી રહ્યા હતા. વાર્તાલાપ પુરો થયા બાદ પિતાએ પોતાના છોકરાને " ઘરમાંથી તેમજ પોતાના રાજ્યમાંથી કાઢી મૂકવાની ભયંકર ધમકી આપી. "

અરે ! આ શું ? જંગલ ? કેવું ભયંકર જંગલ ! જેની અંદર હજારો વનચરો શિકાર સોધવા આમથીતેમ દોડાદોડ કરતા હતા. એક બાળયુવક કે જેની ઉમ્મર હજી યુવક કહેવાને લાયક પણ નથી. તે નિર્ભયપણે આ ઘોર જંગલનો દુષિત માર્ગ છોડી દઇ, કોઈ કિલ્લા નજદીક આવી પહોંચ્યો.

એ યુવક કોણ ? એ યુવક તેજ કે જેણે પોતાની માતૃભુમિને માટે દેશદ્રોહી પિતાનો ત્યાગ કરી, સ્વાશ્રયી બની, અનેક સંકટોને ઠેલતો માતૃભૂમિની સેવાને માટે ભટકે છે. એ યુવક તેજ કે જેણે પોતાના પિતાને મળેલું મોગલોનું તુચ્છ ઈનામ સ્વીકારી તેના ગુલામ તરીકે રહેવા ના પાડી. એ યુવક તેજ કે જેણે સાચા કર્ત્તવ્યને માટે પિતા વિરૂધ્ધ જઈ પોતાના પિતાનો સાદર અનાદર કરી પ્રહલાદજી જેવા સત્યનિપૂણનો માર્ગ ગ્રહણ કર્યો, એ યુવક તેજ કે જેની ઉમ્મર નાની હોવા છતાં પોતાની માતૃભૂમિનું રૂણ સમજી તેને માટે પોતાના પ્રાણ પાથરવા તૈયાર થયો. એ યુવક તેજ કે જેને પોતાના પિતાએ-તેને દેશદ્રોહી બનાવવા-પોતાના પક્ષમાં લેવા-ગુલામ તરીકે રહેવા-નું કહેતાં તેણે ન માનતાં કાઢી મૂકવાની ધમકી આપી હતી. એ યુવકનું નામ વીર માનાજી હતું.

પોતાના પિતા આ ગુલામગીરી વેઠે એ એનાથી ન જીર-વાયું. એ યુવક શિવાજીની પ્રસંશા કરતો હોઇ સમય આવે મદદ કરવા ચુકતો ન હતો. આથી તેનો પિતા તેને બહુયે સમજાવતો, ધમકાવતો પરંતુ નિરાશ! જેની રગેરગમાં સાચું વીરત્વ ભાસતું હતું, જેના મુખ ઉપર કોઈ અભય તેજ ઝળકતું હતું, જેના હૃદયમાં માતૃભૂમિની સાચી સેવા વસેલી હતી; તે બહાદુર માનાજીરાવ પિતાના સમજાવ્યાથી સમજ્યો પણ નહિ અને બીવરાવ્યાથી બીધો પણ નહિ. આખરે સમય જોઇ પોતાના પિતા ભલે એ કલંકમાં પડે તેની સાથે મારે એ કાળી ટીલી ન જોઇએ એ વિચારથી તેણે પોતાની માતૃ-ભૂમિના રક્ષણાર્થે પિતા–માતા–ભ્રાતા–ભગિની–ઘર–ગામ–અને દેશ–એ સર્વસ્વનો ત્યાગ કર્યો, અને શિવાજીના સૈન્યમાં આવી રહયો.

રામાજીપંતને આથી વધારે લાગ્યું પરંતુ શું કરે? નિરાશ! માનાજીની માતા પણ પુત્રના વિયોગથી–કાંઇક રોગથી–મરણને શરણ થઈ. હવે રહી રામાજીને એકની એક પુત્રિ. એ પુત્રિ ઉપર તે ઘણુંજ હેત રાખતો હતો. એ પુત્રિના લગ્ન નાગોજીરાવ નામક એક સરદાર સાથે કરવાના હતા. એ સર-દાર તેમજ પુત્રિ પણ શિવાજીને પૂજ્ય ગણુતા હતા. પૂજ્ય કેમ ન ગણે? જેના હૃદયમાં સાચી સેવા વસી હોય તે તો જરૂર પૂજ્ય ગણેજ. આ વાત જ્યારે રામાજીપંતે જાણી ત્યારે એ નિષ્ઠુર–પાપી હૃદયના માણસે પોતાની પુત્રિના ભાવી પતિ–પોતાના જમાઇ–ના પ્રાણ હરવામાં–કપટથી પ્રાણ હર-વામાં પોતાનું શૌર્ય દાખવ્યું. અચાનક પોતાના પ્રેમીને ખોવાએલો જોઈ કમળાના હૃદયમાં જબરો આઘાત થયો. તે પ્રેમવિહોણી બાળાએ પણ કેટલાક સમયે પોતાના પતિની

પાછળ સ્વર્ગ તરફ પ્રયાણ કર્યું; અને અધર્મિ રામાજીપંત પુત્રિના વિયોગથી ગાંડો થઈ ગયો.

આ વખતે શિવાજીનો મહા ધામધૂમનો સમય હતો. તે એક પછી એક કિલ્લા સર કરતો જતો હતો. આ સર્વ સંકેટાથી જોઈ પેલા નિચ્ચ–દેશાદ્રોહી–કુલાંગાર રામાજીપંતના શરીરમાં વધુ આગ સળગી. આખરે તેણે પણ આત્મહત્યા કરી. જે બાગમાં જે આંબા નીચે સ્વમાર્ગે જતા પોતાના પુત્રને અટકાવવા ધમકી આપી હતી, જે બાગમાં જે આંબા નીચે પોતાની પુત્રિની જીંદગી ધૂળ જશે એ વિચાર સરખોએ ન કરતાં, કેવળ શિવાજીના કામને વફાદાર માનવાનો ગુન્હો ગણીને પોતાના જમાઇનો કપટથી પ્રાણ હર્યો હતો; તેજ બાગમાં તેજ આંબાની ડાળે ફાંસો લટકાવી પોતે પુત્ર, પુત્રિ, જમાઈ વગેરેનો શ્રાપ લઇને નર્કવાસી થયો. કુદરતેજ તેને પોતાના કાર્યનું ફળ આપ્યું. જે પોતાની માતૃભૂમિની સેવા કરનારનો અટકાવ કરે છે, તેને આ રામાજીપંતનું ઉદાહરણ લક્ષયમાં રાખવાની ખાસ આવશ્યકતા છે.

રામાજીપંત મરણ પામ્યો. એ વાત જ્યારે તેના વીરપુત્રે જાણી કે તરતજ તેણે તે કિલ્લો તેમજ ગામો પોતાને સ્વાધિન કર્યાં; અને જેને એક વખત સ્વામી તરીકે માનેલા એવા બહાદુર શિવાજીરાવને તે સઘળી મિલ્કત અર્પણ કરી. માનાજીનું આવું અપૂર્વત્યાગી કર્ત્તવ્ય જોઇ શિવાજીથી સ્હેજે બોલાઈ ગયું કે " આવા વીર નરોનીજ હાલ જરૂર છે. જ્યાં સ્વાર્થત્યાગીઓ પડયા છે ત્યાં દેવનો વાશ છે ! અચુક વીર મહારાષ્ટ્રીઓનો વિજય છે, છે ને છેજ " ધન્ય છે એના માતૃભૂમિ પ્રત્યેના પ્રેમને ! અને ધન્ય છે એના અપૂર્વ સ્વાર્થત્યાગને !



# સાચો સેવક !

---

ચાણુકના કિલ્લા ઉપરની સર્વ તોપો પહોળાં મ્હોં કરી શત્રુઓની રાહ જોતી હતી. સર્વ વીર મહારાષ્ટ્રી યોદ્ધાઓના ભાલા શત્રુઓનું લોહી પીવા તત્પર હતા. સ્વામીકાર્ય કરવાની તક નજીક આવતી જોઈ પોતાની માતૃભૂમિનો ઉધ્ધાર કરવા તૈયાર થએલા વીરમરાઠાઓને કોઈ અલૌકિક આનંદ થતો હતો.

ઘોર કાળરાત્રિનો ત્રિજો પહોર જતો હતો. એ સમયે એક વીર ઘોડેસ્વાર કાંઇક વિચાર કરતો કરતો ત્વરિત ગતિથી માર્ગ કાપતો જતો હતો. એકાએક આ શું ? વીર ચોંકયો ! ઘોડો ઉભો રહયો. ચોક્કસ ધ્યાનથી ઘોડેસ્વારે કાંઇક સાંભળ્યું. તેને જણાયું કે કોઈ નિરાધાર અબળાની નિર્દોષ કારમી કીકીઆરીથી આખું જંગલ કંપી રહ્યું હતું. પોતાની માતૃ-ભૂમિમાં વસનાર એકેએક એક બીજાના ભાઈબ્હેન છે, અને ભાઈ બ્હેનનું દુઃખ તે ખૂદ માતૃભૂમિનુંજ દુઃખ છે એમ તે વીર સમજતો હતો. એ નિરાધાર અબળાને કોઈ દુષ્ટ મોગલ પીડતો હશે આ વિચારથી તે આવતા શબ્દો તરફ ગયો.

આશ્ચર્ય ! ક્રોધ અને દયાથી યુવકનું હૃદય ભરાઈ ગયું. તેણે શું જોયું ? તેને પોતાનો વિચાર સત્ય ભાસ્યો. તેણે એક નિરાધાર અબળા ઉપર મોગલોને સિતમ્ ગુજારતા જોયા. આ શું ? યુવક આનંદિત થયો. તુરત તેની નજરમાં એ દ્રશ્ય આવ્યું કે તે નિર્દોષ યુવતિને બચાવવા કેટલાક વીર લડે છે, તો કેટલાક જમીનદોસ્ત છે. યુવક ક્રોધના અગ્નિથી સળગી ઉઠયો. ત તુરત નિર્દોષ બાળાની વ્હારે ધાયો. મોગલ સરદારને

તેણે પોતાના શત્રુવિહોણા ભાલાના સખ્ત ઘાથી યમસદન પહોંચાડી દીધો. અચાનક આ ભયંકર દ્રશ્ય જોઇ મોગલો ગભરાયા. મુઠીઓ વાળીને નાઠા. એટલામાં બીજા દશબાર ઘોડેસ્વારો આવતા જણાયા. પેલો વીરયુવક તો ભાલાને પોતાના કર્ત્તવ્યનું ભાન કરાવતો યુધ્ધ કરવા તૈયાર થઇ ગયો. પરંતુ નિરાશ ! આવનાર પૈકીના દરેક નિર્દોષ અબળાને સંકટ મૂકત કરવાજ આવ્યા હતા.

એ નિર્દોષ અબળા કોણ ? વગર પિછાને બાળાની વ્હારે ધાનાર પેલો વીર કોણ ? આવનાર દશબાર ઘોડેસ્વારો કોણ ? હા. ઓળખ્યા. આવનાર ઘોડેસ્વારો પૈકી ટુકડીનો સરદાર તે પેલા ચાણુકના સરદારનો પુત્ર યેસાજી હતો. નિર્દોષ બાળા તે એની ભગિનીજ હતી; અને અનાથની વ્હારે ધાઇ અબળાને બચાવનાર પેલો વીરયોદધો તેજ હતો કે જે દેશદ્રોહી થઈ મોગલોની ગુલામગીરી કરી યોગ્ય સરદારી મેળવવાની તુચ્છ ભાવનાએ કર્ત્તવ્યવિમુખ થએલા એક મરાઠા મોગલ સરદારનો પુત્ર. તે વીરયોદધો તેજ હતો કે જે દેશદ્રોહી પિતા સાથે સત્યાગ્રહ કરી પોતાની માતૃભૂમિને માટે પિતાનો ત્યાગ કરી શૂરવીર શિવાજીની સેવા કરી માતૃભૂમિના ઉધ્ધારાર્થે શિવાજીના સૈન્યમાં રહેવાની શોધ કરતો હતો. જેનું નામ સૂર્યાજી હતું.

યેસાજીએ સૂર્યાજીનો યોગ્ય ઉપકાર માની બધા પોતાના કિલ્લા તરફ ચાલ્યા. કિલ્લામાં જતાં ચાણુકના સરદાર–યેસાજીના પિતાએ સૂર્યાજીની ઓળખાણ માગી. સૂર્યાજીએ કહ્યું, “હું મારી માતૃભૂમિ મહારાષ્ટ્ર માટે દેહ અર્પણ કરવાનો નિશ્ચય કરી શિવાજી મહારાજના સૈન્યમાં જોડાવા આવનાર, પેલા ઘર–બહાર પડેલા ઔરંગજેબ બાદશાહના :થાણુદાર–દેશદ્રોહી મરાઠા સરદારનો પુત્ર છું. મારૂં નામ સૂર્યાજી છે.”

ચાણુકના સરદારે ઘણીજ વિનતિથી પોતે ઉપકારના ભાર તળે ચગદાએલો હોવા છતાં જણાવ્યું. "હું આપનો આ જીવન પર્યંત રુણી છું. તમારો મારા ઉપર અસાધારણ ઉપકાર થયો છે; પણ દિલગીર છું સૂર્યાજી! કે આજની રાત પણ હું તમને અત્રે રહેઠાણ આપી શકું એમ નથી. જ્યાં સુધી શહેર બહાર મોગલોનું સૈન્ય પડયું છે. ત્યાં સુધી એક પણ મોગલ માણસ: અથવા મોગલના મરાઠા સરદાર પૈકી કોઇને પણ અહિં સ્થાન આપું તો હું ખરેખર! કર્ત્તવ્યવિમુખ થાઉં છું. હું સ્વામીદ્રોહ કરૂં છું. એમ હું સમજતો હોવાથી આપ જેવા સુજ્ઞ વફાદાર સેવકને પણ આ સમયે મારે તેજ જવાબ આપવો પડે છે. આપ ઘણાજ કર્ત્તવ્યપરાયણ જણાઓ છો તો આપના હૃદય ઉપર હાથ મૂકી પુછી જુઓ કે મારૂં કહેવું યોગ્ય છે કે અયોગ્ય." ધન્ય છે એવા સાચા સેવકને કે જેઓ સમય આવે પોતાના સગા બાપનો પણ વિશ્વાસ ન કરતાં સ્વામીભક્તિમાંજ તલ્લીન રહે છે!

સૂર્યાજી નિરાશાવાદી બની સરદારના કર્ત્તવ્ય પરાયણતાનો વિચાર કરતો આગળ ચાલ્યો. તે આથી નિરાશ ન થતાં પોતાનું નામ–ઠામ છુપાવી શિવાજીના સૈન્યમાં દાખલ થઇ ગયો. શિવાજી તો કર્ત્તવ્ય–માતૃભૂમિની સેવા–નાજ ભોગી હોવાથી જે પોતાના પિતા–માતા–ગૃહ–ગામ–છોડી કેવળ પોતાની માતૃભૂમિની સેવા કરવાજ છુપી રીતે સૈન્યમાં જોડાએલા પેલા વીર સૂર્યાજીની લાયકાતને પીછાણી ગયા. તેને બહાદુર જોઇ પોતાના સૈન્યમાં એક ઉચ્ચ સરદારની ખાસ વિશ્વાસુ જગ્યા સોંપી.

ચાણુકની પડતી દશા હતી. મોગલ સૈન્ય આજે કેટલાએક દિવસ થયાં ગઢને ઘેરો ઘાલી પડેલું હતું. વીરમરાઠાઓ

બહાદુરીથી લડતા હતા; પરંતુ અસંખ્ય મોગલ સૈન્ય આગળ હાર્યા. મોગલોએ ચાબુક સર કર્યું. મોગલના સૈન્યરૂપી મોજાં ઉલ્લાસમાં આવી પુના તરફ વળ્યાં. મોગલો આશાવાદી બન્યા. "શિવાજીને હવે આપણે સ્હેજમાં જીતીશું. એ ડુંગરનો ઉંદર હવે ગમે તેવા ડુંગરમાં ભરાઈ જાય તો પણ તેને શોધીશું, અને પાદશાહ આગળ તેને ઉભો કરીશું. પાદશાહ કોઈ બહાદુર સરદારની જગ્યા તેમજ ભારે ઈનામ આપશે." આવા હવાઈ કિલ્લા બાંધતા તેઓ પુના નજદીક આવ્યા અને ત્યાં પડાવ નાંખ્યો.

ઘોર કાળરાત્રિ પોતાનું સ્વરૂપ અદા કરી શિવાજીના કાર્યની ફ-તેહ ઈચ્છતી જણાતી હતી. આકાશમાંના તારા મોગલ સૈન્ય-ની છાવણી તરફ નજર કરી ભારે હાસ્યોમાં આંખો મટમટાવતા હતા. શિવાજી મહારાજે પચ્ચીસેક ચુનંદા સરદારોને લઇ રાત્રે ગમન કર્યું. તેઓ મોગલ સૈન્યમાં પેઠા. મોગલ લશ્કરનોજ સર્વેએ પોશાક પહેર્યો હોવાથી કોઇને વ્હેમ જતો નહતો. સમય બહુ કટોકટીનો હતો. અસંખ્ય મોગલ સૈન્યની અંદર માથું ફેરવી સરદારની છાવણી પાસે તેઓ આવી લાગ્યા. શિવાજીએ પોતાના જીવનની દરકાર ન કરતાં મોગલ સરદારની છાવણીમાં પ્રવેશ કર્યો. છાવણીના રક્ષકે શિવાજી ઉપર પોતાની તલવાર ઉગામી. શિવાજી તો કેવળ સરદાર–સાહિસ્તખાનનેજ સોધતો હોવાથી આ બીના તે જાણતો ન હતો. જેવી પેલા રક્ષકની તલવાર શિવાજીના ડોક ઉપર પડવા જાય છે કે, તરત પેલા બહાદુર માતૃભૂમિના સાચા સેવક સૂર્યાજીએ સમય સૂચકતા સાથે બહાદુરી વાપરી વાઘની માફક છલંગ મારી શિવાજીની ઉપર પડતી પેલી તલવારનો ઘા પોતાની સમશેર ઉપર ઝીલી લીધો. આ ભયંકર અવાજ સાંભળી શિવાજીએ

પાછળ જોયું તો પોતાના સ્વામીનિષ્ઠ સરદારે પોતાને મોતના પંજામાંથી બચાવી પુનઃજીવન પ્રાપ્ત કરવા જેવું જણાયું. તુરત તેના મુખમાંથી અવાજ નિકળ્યો. "શાબાશ! સૂર્યાજી!

તે વીર સરદારોએ આખી છાવણીની રેવળીદાણાદાણ કરી મૂકી. થોડા કર્ત્તવ્યે શિવાજીએ મોટી જીત મેળવી. ધન્ય છે! પેલા શિવાજીને નવું જીવન દેનાર વીર સૂર્યાજીને! તેની સ્વામીનિષ્ઠાને! અને તેના માતૃભૂમિ પ્રત્યેના સાચા પ્રેમને-સેવાને!



# રણ-હાક!

---

ક્ષત્રિય વીરનર પૃથ્વિરાજચોહાણ સાત સાત વખત શાહબુદ્દિનને હરાવી, અસંખ્ય શત્રુઓનો સંહાર કરી, પોતાની માતૃભૂમિને માટે શૂરા ક્ષત્રિય બુંદની સાથે અતૂલ પરાક્રમ બતાવી આજે તેજહીન હતાશ થઈ, આપ શો માર્ગ બતાવશો? એવો પ્રશ્ન બાપ્પા રાવળના વંશજોનાં વીર ચિ-તોડેશ્વર સમરસિંગને પુછે છે!

સમરસિંગનાં મુખારવિંદ ઉપર બાપ્પા રાવળનું ઓજસ દિપી નીકળ્યું. તેની આંખોમાં ક્ષાત્ર તેજ ઝળકી ઉઠયું. તેની રગેરગમાં ઉષ્ણ લોહી ઉકળી ઉઠયું. આંખોમાંથી અગ્નિના તણખા નિકળ્યા. મુખ લાલચોળ થઇ ગયું, સર્વાંગ શૌર્યથી ઝઝુમી ઉઠયું.

સાત સાત વખત ક્ષત્રિય ઉદારતા બતાવી કેદ મૂક્ત કરેલો પૃથ્વિરાજનો કેદી શાહબુદ્દિન, દિલ્હી ઉપર અસંખ્ય સૈન્ય

લઈ આવી પહોંચ્યો છે. દિલ્હીનો સમ્રાટ પૃથ્વિરાજ પોતાના બહાદુર સરદાર—સામંતોને એકઠા કરી દરબાર ભરી બેઠો છે. દરેક દરબારીઓના મુખ મ્લાન અને ગ્લાનીયુક્ત દેખાય છે. એટલામાં પૃથ્વિરાજના ઉપરોક્ત પ્રશ્નથી સભામાં જાણે મેઘ ગર્જના થઈ રહી ! સમરસિંગ દરેક દરબારીઓ ઉપર અનેરૂં શૂરાતન પ્રકટાવી રહ્યા છે. તે બોલ્યો:—

"રાજપુત કુલભૂષણુ ! અને શૂરા સામંતો ! આપણી સેનાગણને શોભાવનારા કેટલાએ રત્નો—યોદ્ધાઓ—મ્લેચ્છ મોગલોને અતૂલ પરાક્રમ બતાવી માતૃભૂમિને માટે પોતાના પ્રાણ અર્પી સ્વર્ગે ગયા છે. તેમના પવિત્ર બલિદાનથી ભૂમિ તૃપ્ત થતી જાય છે. ત્રણ દિવસ થયાં કીડીની માફક ઉભરાએલી યવન સેના સામે મુઠ્ઠીભર રાજપૂતો કોઇ અલૌકિક પરાક્રમ બતાવી ઝઝુમ્યા કરે છે. એમની સમશેર નભોમંડળના વીજળીના ચમકારાનો આદર્શ રજુ કરે છે. પરંતુ શાહબુદ્દિનના અગણિત સૈન્ય આગળ આપણા ગણ્યાં ગાંઠયા વીરો કયાં સુધી પહોંચવાના ? આ શંકા ઉત્પન્ન થતાં દિલ્હીની ગાદી પરાધિન થશે ! દિલ્હીના સ્તંભો તૂટી પડશે ! રાજપુત બુંદ પરવારી જશે ! અને કદાચ આ ભારતભૂષણ કુલદિપક સમ્રાટ પણ ઉખડી પડશે ! આવા આવા અનેક તર્કવિતર્કોથી હૃદય ચણુચણી ઉઠે છે.

બહાદુર સામંતો ! યુધ્ધ પૂરૂં થતાં થતાં ભલે ક્ષત્રિય બુંદ પરવારી જાય, ભલે સમસ્ત દિલ્હીનું રાજ્ય યવનોના પગ તળે ચગદાય; પરંતુ યાદ રાખજો કે તમારા પરાક્રમો—માતૃભૂમિ પ્રત્યેની અડગ સેવા—આ ભારત વર્ષના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે. એ પરાક્રમ આજે નહિ, કાલે નહિ, સૈકે નહિ તો યુગે પણ ઝઝુમી ઉઠશે. તથા એ પરાક્રમોના

તેજપુંજોમાંથી નવું ક્ષત્રિય બિરૂદ પેદા થશે; અને માતૃભૂમિની કીર્તિ સદા સર્વદા અવિચળ રહેશે !

બહાદુર રણઘેલા સરદારો ! વધારે શું કહું ? આપણી માતૃભૂમિ ગુલામીનાં કોરડામાં જકડાશે ! આપણી પતિવ્રતા વીર ક્ષત્રાણીઓના પવિત્ર શિયળનો ભંગ થશે ! યવનોની જીતથી ક્ષત્રિય દળ કલંકિત થશે ! માટે ઓ વીર યોદ્ધાઓ ! તમારી શત્રુવિહોણી સમશેરો ચળકાવો. તમારા ભાલાને બાપ્પા રાવળના તેજપુંજથી નવાજી યવનોને હતાશ કરો. માતૃભૂમિને માટે તેમજ પતિવ્રતા સ્ત્રીઓને માટે તમારા પ્રાણ પાથરો ! પછી ભલે આફતનાં વાદળ તૂટી પડે અને વિનાશના વંટોળ ચડી આવે !

યુદ્ધ કરતાં એક ડગલું પણ પાછા હઠે તે ક્ષત્રિય નથી. માટે "મરવું કે મારવું" ની કારમી પ્રતિજ્ઞાથી કાલે રણ મેદાનમાં રણ-હાક મારી સર્વસ્વના શિર માતૃભૂમિને માટે સ્વાર્પણ કરો."

સામંતોમાં કોઈ અનેરી પ્રભા ઝળકી ઉઠી. પૃથ્વિરાજ પણ સમરસિંગનું અનુપમ શૌર્ય જોઇ શાબાશી આપવા લાગ્યો. દરેકના હૃદયના એકેએક ધબકારામાં માતૃભૂમિનો પ્રેમ ધબકતો જણાયો. દરેકનું આખું શરીર ઉષ્ણ લોહીથી સળગી ઉઠયું. સર્વ સામંતો હથિઆર લઈ પૂરા ઉત્સાહથી શત્રુઓનો સંહાર કરવા તત્પર થઇ ગયા.

રણ-હાક વાગી. દિલ્હીના એકેએક રાજપુત વીર પોતાના સગાસંબંધીઓનો ત્યાગ કરી હથિઆર સજી માતૃભૂમિને માટે મેદાને પડયા.

સવાર થઈ. દિલ્હીવાસીઓની આવેલી આપૂતની આગામી કળી જઇ સૂર્યનારાયણે નિસ્તેજ દર્શન દીધાં. પક્ષીઓના પ્રભાતકાળના સંગીતમાં કર્કસ્વરો સંભળાવા લાગ્યા. ક્ષત્રિય વીરો યુધ્ધ કરવા મેદાને પડ્યા. કયાં શાહબુદ્દિનનું અસંખ્ય સેનાદળ અને કયાં મુઠ્ઠીભર રાજપુતો ? પરંતુ દરેક ક્ષત્રિયોના મુખ ઉપર કોઈ અજબ તેજ પ્રકાશતું હતું. આજે તેઓ પોતાની માતૃભૂમિની વેદી ઉપર હોમાવાના છે છતાં તેઓને સ્હેજ પણ ભય ન હોઇ સર્વે આનંદમાં છે. "હરહર મહા-દેવના" જયઘોષથી શત્રુઓનાં કાળજાં ભેદતાં સર્વ વીરો યુદ્ધ–મેદાને આવી પહોંચ્યા. યુદ્ધ શરૂ થયું. મારો, કાપોના ગગન ભેદી અવાજોથી સમસ્ત પૃથ્વિ ધ્રુજી રહી. આખી યવન સેનાની સામે આંગળીને વેઢે ગણી શકાય એટલા પણ વીર ક્ષત્રિયોએ અતૂલ બળ વાપરી યુદ્ધ જારી રાખ્યું. કેટલાઓ વીર સરદારો પોતાની માતૃભૂમિ પ્રત્યેનું રૂણ અદા કરતા કરતા અમર શય્યાએ પોઢ્યા. શૂરા સમરસિંહે અત્યાર સુધીમાં તો કેટલાઓ શત્રુઓનો સંહાર કરી નાંખ્યો. આખું સૈન્ય એના બળથી હતાશ થઈ ગયું. ક્ષત્રિયના આ શૌર્યમય યુદ્ધથી યવનો ચકિત થઈ ગયા. પણ કયાં સુધી ?

વીર ચિત્તોડેશ્વર સમરસિંગે ચિત્તોડના એ લાડીલા લાલે-દારૂણ યુદ્ધ કરી, મોગલોને હતાશ કરી પોતાની માતૃભૂમિને માટે પ્રાણ પાથર્યા. દિલ્હીનું સમરાંગણ એ વીરનરના લોહીથી પવિત્ર થયું. સમરસિંગ દુન્યવી માયાને છોડી સ્વર્ગે સિધાવ્યા.

એનું એ પંચભુતથી બનેલું શરીર ગયું; પરંતુ એના આત્માની અમર કીર્તિ આજે ઠેરઠેર સંભળાય છે–પૂજાય છે !



# મેવાડ ભૂમિ નહિ નમશે !

---

મહત્વ, વીરત્વ અને સ્વદેશ પ્રેમની પવિત્ર મૂર્તિ મહારાણા પ્રતાપસિંહ આજે મરણ પથારીએ છે ! જેણે રાજપુતવાસી સિસોદીયાઓ સાથે પચ્ચીસ વર્ષ પર્યંત લોહીનું જળ કરી વહેવરાવ્યું છે. જેણે વિલાસ-વૈભવને કયાંએ રવાના કરી દીધા છે. જેને ખાતા, પિતા, ઉંઘતાં દરેક સમયે, દિવસ અને રાત્રિની દરેક પળે; એકજ વિચાર, એકજ ધ્વનિ, એકજ સ્મરણ, બસ ! " માતૃભૂમિ નહિ નમે ! "

જેના સિસોદિયાસિંહો સદા સર્વદા પોતાના પ્રાણ પાથરવા તૈયારજ હતા. જેના અવાજથી મોગલ દળ ધ્રુજી ઉઠતું હતું, જેના ભાલાના ઘા ઝીલવાની કોઇની તાકાત નો'તી, જેના ઘોડાના દાબડાના અવાજથી પૃથ્વિમાતા ધમધમતી હતી; તે પ્રતાપ આજે અમર શૈયાએ પોઢવાની તૈયારી કરી રહયો છે ! હાય ! પ્રારબ્ધ !

પ્રતાપની જીંદગીની છેલ્લી ઘડી છે. સરદારો-સામંતો વગેરે ત્યાં બેઠા છે. પ્રતાપની આંખમાંથી ચોધાર શ્રાવણ-ભાદરવો ઝરે છે. તે બોલ્યોઃ-"સલુંબરરાજ ! હું ચિ-તોડનો ઉદ્ધાર કરી શકયો નથી. મારો પુત્ર પણ ઉદ્ધાર કરી શકશે નહિ, એમ હું એના એક વખતના ભવિષ્ય ઉપરથી ભાખી શકું છું. ( પ્રતાપનો પુત્ર અમર એક વખત પોતાની ઝુંપડી-માંથી બ્હાર જતો હતો, એ વખતે વાંકો ન વળવાથી નીચી ઝુંપડીનો વાંસ એના મુગટને નડવાથી તે પડી ગયો. આથી

અમરે પોતાની ભુલ ન જોતાં કહ્યું કે "રહેવાને માટે મોટા મહેલ જોઇએ. આવી ઝુંપડી નહિ." આ બનાવથી પ્રતાપને અમર પ્રત્યે અશ્રદ્ધા થઇ હતી.) માતૃભૂમિના ઉદ્ધારાર્થેનું કઠોરવ્રત એનાથી પાલન થશે નહિ. હા! અમર, ભોગ–વિલાસમાં પડશે અને તેજ વખતે મેવાડ માતાનું ગૌરવ–માતૃભૂમિની સ્વતંત્રતા–લુપ્ત થશે. હાય "!

આટલું બોલતાં પ્રતાપનું હૃદય ભેદાઈ ગયું. તે આવેશમાં આવી ઉભો થવા જાય છે; પરંતુ સલુંબરરાજ આદિ સામંતો સુવા માટે વિનવે છે. પ્રતાપના આખા શરીરમાં મેવાડનું દુર્ભાગ્ય સળગી ઉઠયું. તે ચોધાર આંસુએ રોવા લાગ્યો.

આ દ્રશ્ય જોઇ પાસે બેઠેલા સર્વ સામંતોના હૃદય ઉભરાઇ ગયાં. પોતાના સ્વામીને આમ વલોપાત કરતા જોઈ સર્વની આંખમાંથી દડ દડ આંસુ વહેવા લાગ્યાં. સર્વની છાતી ભેદાઈ ગઇ. કોઈની બોલવાની તાકાત ન રહી. આખરે સલુંબરરાજ પોતાની છાતી દ્રઢ બનાવી પ્રતાપને આશ્વાસન આપતો બોલ્યો:–" ચિ-તોડેશ્વરદેવ! અસંખ્ય યવન સેનાનો સંહાર કરનાર ઓ સિંહ! આજે તમારૂં આ દ્રશ્ય જોઈ અમારા સર્વ કાળજાં વિંધાઇ જાય છે. કહો, કહો, તમો જે કહો તે કરવા અમે પગભર તૈયાર છીએ."

શોકાતુર ચહેરે પ્રતાપે કહ્યું, સલુંબરરાજ ! શું કહું ? હજી તમો ન સમજ્યા ? મેવાડનું ભાવી દુર્ભાગ્ય નિહાળી મારો આત્મા જતો અટકયો છે! મને મારા અમરસિંહમાં અશ્રદ્ધા છે! મને ખાત્રી છે કે તે ભોગી–વિલાસી બનશે અને તેમની સાથે તે સમયે તમો સર્વ રાજપુતો પણ એનું દ્રષ્ટાંત લઈ અનુકરણ કરશો. હાય! આખરે માતૃભૂમિના પવિત્ર અને

ઉજ્વળ યશમાં કલંક લગાડશો ! માટે હું જતાં પહેલાં તમો સર્વ પાસે પ્રતિજ્ઞા લેવરાવવા માગું છું કે "મેવાડ ભૂમિ નહિ નમે." તમે પ્રતિજ્ઞા લઈ એ વિષેની ખાત્રી આપશો તોજ મારો આ માતૃભૂમિને માટે જન્મેલો અવતાર સફળ થયો ગણાશે અને અત્યારેજ મારો આત્મા આનંદથી પ્રભુના દ્વાર તરફ પ્રયાણ કરશે."

સલુંબરરાજે મહારાણા રાજપુત કુલભૂષણ પ્રતાપના ચરણને સ્પર્શ કર્યો અને કહ્યું કે "મહારાજાધિરાજ ! હું તેમજ મારા સંતાનો મેવાડપતિના દાસ થઈ તેના ચરણની હમેશ સેવા કરીશું, હું આપના પવિત્ર ચરણને સ્પર્શ કરી આ સર્વ સમક્ષ વીર બાપ્પા રાવળના પવિત્ર સિંહાસનની પ્રતિજ્ઞાથી કહું છું કે **"મ્હારા જીવન પર્યંત રાજકુમાર અમરસિંહને કદી કલંકિત થવા દઈશ નહિ, મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી મેવાડને નમવા દઈશ નહિ, અને જ્યાં સુધી મેવાડની ભૂમિ પૂર્વવત્ સંપૂર્ણ સ્વતંત્ર થશે નહિ; ત્યાં સુધી મહારાણા આ કુટીરમાંજ નિવાસ કરશે, સુવર્ણ પાત્રમાં ભોજન-પાન કરશે નહિ, કોમળ શય્યામાં શયન કરશે નહિ અને દાઢી મુછનું મુંડન કરશે નહિ."**

રાજકુમાર અમરસિંહે એ પ્રતિજ્ઞાને સંમત થતાં જણાવ્યું કે, "પિતૃદેવ ! જગતમાં જેટલી પવિત્ર વસ્તુઓ છે તેનું સ્મરણ કરી હું પ્રતિજ્ઞા કરૂં છું કે "મ્હારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું માતૃભૂમિની સેવા કરીશ, અને મેવાડને કદી નમવા દઈશ નહિ."

સર્વ રાજપુત સામંતો એકે અવાજે પોકારી ઉઠ્યા "અમો સર્વ પણ એ પ્રતિજ્ઞાને જીવનપર્યંત પાળીશું" "જય મહારાણા પ્રતાપનો જય." "જય માતૃભૂમિ મેવાડનો જય"

અહા ! શો આનંદ ! મહારાણા પ્રતાપના મુખ ઉપર કોઈ અલૌકિક પ્રકાશ જણાયો. તેના વ્યાધિગ્રસ્ત મુખ ઉપર હાસ્યની અનેરી પ્રભા ઝળકી ઉઠી. તે બોલી ઉઠયા. "અહા ! આનંદ ! આનંદ ! અનહદ આનંદ ! આ આનંદની તુલના નથી ! મારા વ્હાલા સિસોદિયાઓ ! ઓ મારી મેવાડ માતા ! તમો હવે મને રજા આપો ! હવે મારો આત્મા સંતોષ પામ્યો છે. હવે હું આનંદપૂર્વક પ્રાણ ત્યાગ કરી શકીશ. મારી ભલી મેવાડમાતા ! તને મારા છેલ્લા પ્રણામ છે !"

પ્રતાપની જીંદગીનો છેવટનો સમય છે. તેનાથી બોલાતું નથી છતાં જાણે હજી કાંઈ રહી જાય છે એમ ધારી જેટલી શક્તિ હતી તે બધી એકઠી કરી જતાં જતાં બોલ્યા "વ્હાલા બંધુઓ ! હું જાઉં છું લીધેલી પ્રતિજ્ઞા પાળજો ફરી એક વાર બોલો. "મેવાડ ભૂમિ નહિ નમે !"

સર્વ સામંતો ગરજી ઉઠયા. "મેવાડ ભૂમિ નહિ નમે !" "જય મહારાણા પ્રતાપનો જય."

આ ગગનભેદી જયધ્વનિ સાંભળી પ્રતાપનો આત્મા સમસ્ત ચિંતા, સઘળું કષ્ટ, અને અનેક શંકાઓથી રહિત થઇ, પરમાનંદ પૂર્વક, સ્થુળ દેહનો ત્યાગ કરી સ્વર્ગે સિધાવ્યો ! પ્રતાપ રૂપી પ્રચંડ સૂર્ય અસ્ત થયો ! કઠોર કાળે વીરનરરત્ન પ્રતાપને ઝડપી લીધો ! પૃથ્વિ ઉપર ઘોર વિષાદ—અંધકાર પથરાઇ રહ્યો !

ગયો ! ગયો ! તે ભારતમાતાનો અણમોલો પુત્ર ગયો ! ભારત માતાના નરરત્નની હારમાળામાંથી અમૂલ્ય હિરો હણાઈ ગયો !

તેમનું પંચમૂતનું શરીર પંચભુતમાં મળી અદ્રશ્ય થઇ ગયું, પરંતુ તેની અલૌકિક વીરતા, અચળ પરાક્રમ. અનુપમ કષ્ટ સહન કરવાની શક્તિ સાથે અસાધારણ માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ; આજે સર્વ ભારતવાસીઓના હૃદયમાં કોતરાઈ રહ્યા છે. આજે અખિલ ભારતવર્ષમાં તેનો આત્મા અમર થઇ ગયો છે.

ધન્ય છે! ધન્ય છે! ઓ વીરનરરત્ન પ્રતાપ! તારા જેટલાં ગુણ-ગાન ગાઇએ તેટલાં ઓછાં છે!



# વીર-યુવક.

---

રાત્રિનો સમય હતો. આકાશમાંથી ચંદ્ર પોતાની શીતળ-મયી દ્રષ્ટીથી પૃથ્વીને આચ્છાદિત કરી રહ્યા હતો. સર્વત્ર શાન્ત હતું. ઘોર અરણ્ય હતું. નર્મદાતટે કુદરતની કળાનું અવલોકન કરતો કોઇ યુવક જાય છે. તેના તેજસ્વી મુખાવિંદ ઉપર આશાના કિરણો પ્રસરી રહ્યાં હતાં. તેના મુખ ઉપર ઉત્સાહ હતો. હાસ્ય હતું. સામે દેખાતા ઉન્નત ગિરી ઉપર ચઢવાનો તેણે વિચાર કર્યો.

શત્રુઓને ક્રૂર કાળ જેવા જણાતા શ્રીમંત બાજીરાવ પેશ્વા પોતાની વિસ્તીર્ણ સેના સાથે મુકામ કરી પડયો હતો. આપણો યુવક પણ તે સેનાનો સૈનિક હતો. ચાલાક બાજીરાવ દરેક સૈનિક ઉપર દેખરેખ રાખતા, તેમાં જે કોઈ વીરરત્ન છુપાઇ રહ્યા હોય તે તરત નીકળી આવતો-બાજીરાવ તેને પિછાનતો. એથી તરત તેને ઉચ્ચ વિશ્વાસપાત્ર જગ્યા આપી

કર્ત્તવ્યનું ફળ આપતો. આપણો યુવક બાજીરાવને કોઇ શૂર-વીર રણમલ્લ, તેજસ્વી અને માતૃપ્રેમી જણાયો. દરેક વિપદ-કાળે એ યુવક પોતાની સ્વામીનિષ્ઠા, બુદ્ધિચાતુર્ય વગેરેથી બાજીરાવના ઉત્સાહમાં કોઇ ઓરજ વધારો કરતો હતો.

ઉન્નત ગિરી ઉપર જતો પેલો યુવક કેટલેક દુર ફરીને પાછો પોતાની છાવણી તરફ જતો હતો. પોતે પ્રફુલ્લિત હોઇ આસપાસની સર્વ કુદરતને આનંદમયી દેખતો હતો, અને એથી પોતાના આનંદમાં વધારો થતો હતો. પોતે અનિમિષ નયનોએ નૈસર્ગિક સૃષ્ટિ સૌન્દર્ય નિહાળતો, બીજા દિવસના યુદ્ધ વખતે કેવી રીતે માતૃભૂમિનું રક્ષણ કરવું વગેરે ઉન્નત વિચાર કરતો કરતો તે ચાલ્યો જતો હતો.

યુવક સ્થંભ્યો. બોલી ઉઠયો “ આ શું આક્રંદ ? અફસોસ ! હે, નિષ્ઠુર કાળ ! તું આ કોઇ નિર્દોષ અબળાને શા માટે ત્રાસ આપે છે ? નહિ, નહિ, આ તો કોઇ નીચ્ચ નરાધમને હાથે સપડાએલી હિન્દુ સ્ત્રી પોતાના પતિવ્રતનો ભંગ થતો જોઇ રક્ષણાર્થે તરફડતી કારમી કીકીયારી પાડતી જણાય છે !

તેના મુખ ઉપરનો આનંદ–ઉત્સાહ ઉડી ગયાં. તેનું આનંદિત મુખ ક્રોધમય રાતું થઇ ગયું. સૃષ્ટિસૌન્દર્ય નિહા-ળતી આંખો આવતા શબ્દ તરફ અનિમિષ જોઇ રહી. રણઘેલી સમશેર ખડી થઈ ગઇ. અશ્વ પણ આ દ્રશ્ય જોઈ તૈયાર થયો.

યુવક, જ્યાંથી શબ્દ આવ્યો હતો ત્યાં આવ્યો. શું જોયું ? એક નિરાધાર અબળા દુષ્ટ મોગલોના હાથમાં તરફડતી જણાઇ. અબળાના રક્ષણાર્થે બે વીર મરાઠાઓ લડતા લડતા પડયા

હતા. શિયળ ભંગનો સમય નજદીક આવતો જોઈ પેલી યુવતિ પ્રભુના કાલાવાલા કરતી પોતાનું પતિવૃત સાચવવા પ્રાર્થના કરતી હતી. પ્રભુએ તેની આ સાચી પ્રાર્થના સાંભળી પેલા વીર–યુવકને રક્ષણાર્થે મોકલી આપ્યો. વીર–યુવક આવ્યો. ત્રાડી ઉઠયોઃ—

" ઓ નિચ્ચ નરાધમો ! આ શું ? એક અબળાને કપટ-જાળમાં ફસાવવાનો પ્રપંચ ? અને તે અત્રે મારી નજર આગળ ? તમને ભાન નથી કે આ બહાદુર બાજીરાવ પેશ્વાનો મરાઠો સૈનિક પોતાની માતૃભૂમિના ગૌરવ માટે–મારી માતૃભૂમિમાં રહેનાર કોઈ પણ ભાઈ કે ભગિનીનીનું ગૌરવ જાય તો તે મારી માતૃભૂમિનુંજ છે એમ માની–પ્રાણની પરવા ન રાખશે ! સત્વર અહિંથી ચાલ્યા જાઓ નહિ તો આ શત્રુનું લોહી પીવા તૈયાર થએલી સમશેર તમારો કચ્ચરઘાણ વાળી દેશે. "

વીર બાજીરાવનું નામ સાંભળતાંજ મોગલો ધ્રુજવા લાગ્યા; પરંતુ કાંઇક હુંશિઆરી આવી. યુવક એકજ છે, અને આપણે તો ચાર છીએ, એમ ધારી તેઓ યુવકને મારવા તૈયાર થયા. ખરેખર ! અધમ માણુસો પોનાનું દુષ્કૃત્ય પાર પાડવા ગમે એટલું પાપ થાય તે ન જોતાં કેટલાઓ નિર્દોષના ગળાં કાપતાં અચકાતા નથી !

કોઇ પણ વીરની આગળ બિચારી નિર્દોષ અબળાનું સતિત્વ જતું હોય–શિયળ ભંગ થતું હોય, છતાં તે જોઈ રહે તો તે વીર નથી પરંતુ બાયલો છે. તેણે પોતાની માતાની કુખ લજાવી છે. તેણે દેશનું ખાધેલું નિમક હરામ કર્યું છે. પેલા વીર સૈનિકને વિચાર આવ્યો " હું માતૃભૂમિના ગૌરવ માટે

મરી ફીટવાની પ્રતિજ્ઞાએ આ દેશમાં પૂરૂં છું; અને મારી નજર આગળ આ બનાવ બને એ મને ન છાજે! એમાં માતૃભૂમિનું ગૌરવ નષ્ટ થાય છે!"

તેણે પોતાની શત્રુવિહોણી સમશેર હાથમાં લીધી. ચાર યોદ્ધાની સામે એકલો હોવા છતાં પોતાની માતૃભૂમિના ગૌવર માટે એક અબળાનું અનિવાર્ય સંકટ નિવારવા માટે હામ ભીડી. યુધ્ધ શરૂ થયું. કેટલાઓ ઘા વાગ્યા. છતાં જે વીરની રગેરગમાં એકજ ધબકારા; જેની નજર આગળ એક વસ્તુ, જેના હૃદયમાં એકજ વાંચ્છના; કે અબળાનું સતિત્વ જતું અટકાવવું-માતૃભૂમિનું ગૌરવ દિપાવવું. તે વીર પાછો પડયો નહિ.

કેટલાક વખત સુધી ઘોર અરણ્ય શુનકાર થઇ ગયું. કેવળ શસ્ત્રોનોજ અવાજ. પશુ-પક્ષીઓ પણ પોતાના રહેઠાણમાં બેસી ગુપચુપ યુદ્ધ જોઈ રહ્યા. પેલી અબળા-સંકટના સમુદ્રમાં ફસાયલી યુવતિ-આવનાર વીર-યુવકમાં બળ વધે અને શત્રુને મારી પોતાની લાજ રાખે એવી પ્રાર્થના કર્યા કરતી હતી.

અરે! દૈવ! પશુ-પક્ષીઓ ઘડીભર કલ્લોલ કરી પોતાના માળામાં વીરઅશ્રુ વહેવરાવતા જણાયા. આકાશમાંનો ચંદ્ર ઘડીક પ્રફુલ્લ મુખે વીર-યુવક તરફ જોઈ નિરાશ થએલો જણાયો. ચારે મોગલોને મારી પેલો વીરયોદ્ધો પોતાને થએલા ઘા અસહ્ય થવાથી પૃથ્વી ઉપર પડયો. વીરની જીત થઈ તે વખતે સર્વત્ર કલ્લોલ જણાતો હતો, પરંતુ જ્યાં તેને પૃથ્વી ઉપર પડેલો જોયો કે તરત આકાશમાંનો ચંદ્ર પણ નિરાશ થએલો જણાયો. પેલી યુવતિ એક છલંગ મારી પોતાના પ્રાણદાતા-શિયળના રક્ષણકર્તા-ની પાસે દોડી ગઈ.

શું જોયું ? નિરાશ ! યુવતિની સર્વ અમર આશા નિરાશા! યુવતિ રૂદ્ર સ્વરે રોવા લાગી. યુવકમાં કાંઇક ભાન આવતું જણાયું. યુવતિ સેવા કરવા લાગી. યુવકે પોતાની આંખ ઉઘાડી. સામેજ યુવતિને પોતાની સેવા સુશ્રુષા કરતી જોઇ. તેનું મુખ કાંઇક આનંદમય જણાતું હતું. યુવતિ અનિમિષ નયને તેની નજર તરફ ટગર ટગર જોઇ રહી. તેની આંખમાંથી શ્રાવણ-ભાદરવો વરસતો હતો. યુવતિ રૌદ્ર સ્વરે બોલી "કેવળ મારે માટેજ આ—" બોલતાં બોલતાં યુવતિની છાતી ભરાઈ ગઈ તેનાથી ન બોલાયું.

આ જોઈ પેલો યુવક બોલી ઉઠયો "નહિ, નહિ, પ્રિય ભગિનિ, કેવળ મારા કર્ત્તવ્ય માટેજ ! મારી માતૃભૂમિના ગૌરવ માટેજ !" યુવકથી બોલાતું નથી. તેની જીભ ખેંચાવા લાગી. તેના શરીરમાં અસહ્ય વેદના થતી હતી. લોહી બધું વહી ગયું હતું. તે ફરી એકવાર બોલ્યો. "પ્રભો ! મારી માતૃભૂમિમાં રહેતી આવી નિરાધાર ભગિનીઓનું રક્ષણ કરજે ! બ્હેન ! હું જાઉં છું. રોવાનું કાંઈ કારણ નથી. મેં જે કર્યું છે તે કેવળ મારા કર્ત્તવ્યને આધિન થઈ મારી માતૃભૂમિને માટેજ ! હે જનની જન્મભૂમિ ! મારા તને છેલ્લા વંદન હો ! પ્રણામ હો !........"

ધન્ય છે વીર-યુવક તને ધન્ય છે ! જે ભૂમિમાં સેવા કાર્યે-પોતાના કર્ત્તવ્યને માટે-પ્રાણ આપનાર બહાદુરો પડેલા છે, તે ભૂમિનો ઉદ્ધાર કેમ ન થાય ?! બાજીરાવે વાત જાણી. આખા સૈન્યમાં વાત પ્રસરી ગઇ. સર્વ પ્રથમ તો નિરાશ થઇ ગયા. કારણ પોતાના સૈન્યમાંથી બાજીરાવનો એક ચુનંદો યોદ્ધો ચાલ્યો ગયો હતો; પરંતુ જ્યારે તેઓએ અથઇતિ વાત જાણી ત્યારે બાજીરાવ તેમજ સર્વના મુખમાંથી એકજ ઉદ્દગાર "ધન્ય છે ! વીર-યુવક ! તને ધન્ય છે !



# પ્રતિજ્ઞા–પાલક !

---

મહારાષ્ટ્રનો એક મરાઠા–વીરયુવક પોતાની માતા સમક્ષ ઉભો છે. તેનું મ્હોં રાતું ચણોઠી જેવું છે. આંખો વિક્રાળ વાઘ જેવી બની છે. હોઠ ફ્રુજે છે. પોતાની માતાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને તે યુવક બોલ્યોઃ—

"માતાજી મને રજા આપો. તમારી જો આજ્ઞા હોય તો અત્યારે તે દુરાત્માને આ મૃત્યુલોકમાંથી સદાને માટે વિદાય કરી દઉં. તે દેશદ્રોહી, નીચ્ચ, નરાધમ, જાદવરાવને ત્રણ દિવસમાં મારી નાંખી મારા પિતા પ્રત્યેનું વેર લેવાની મેં દ્રઢ પ્રતિજ્ઞા લીધી છે. માતા, સત્વર રજા આપો મારા કર્ણો તમારી રજાના અવાજો સાંભળવા તલ્પી રહ્યા છે. તમે ફક્ત "હા" આટલુંજ કહો તો બસ છે. આ વિશ્વાસરાવની સમશેર તેનું લોહી પીવા તનમનાટ કરી રહી છે. મને જલદી રજા આપો. માતા ! મારી પ્રતિજ્ઞા પાળતાં હું મારા પ્રાણની પણ પરવા ન કરીશ ! તેણે મરાઠા જાતને દગો દઇ આ માતૃભૂમિમાં જન્મી બદનામ કર્યું છે. માતા ! મને જલદી રજા આપો."

વિશ્વાસરાવની માતા વિચારમાં પડી. એક મન કહેતું કે "હમણાજ જઇને શત્રુને નર્કવાસી બનાવી દે" ત્યારે બીજું મન કહેતું કે "બનેલી બીના વિસરી જઈ માતૃભૂમિની સેવા કરી સ્વામીનિષ્ટાથી નોકરી કરવી. ઈશ્વર દુષ્ટોને દંડ દેશે" આખરે વિશ્વાસરાવના બહાદુરી ભર્યાં વચનથી તેની પ્રતિજ્ઞા ન તોડવી એ વિચારથી માતાએ રજા આપતાં આશીર્વાદ આપ્યો "ઈશ્વર તારૂં કલ્યાણ કરો"

વિશ્વાસરાવ માતાની રજા લઈ ઘોડેસ્વાર થયો. તેને રસ્તામાં એક જાસુસે પાકીટ આપ્યું. તે વાંચતાંજ તેનો ગુસ્સો કાબુમાં ન રહ્યો. તે પોકારી ઉઠયો "ઓ નિચ્ચ, તને ભાન નથી કે આ વિશ્વાસરાવ તારૂં માથું લેવાજ આવે છે. છતાં તું કપટ કરી ખોટી સહીથી સભામાં આવવાનું આમંત્રણ કરે છે? યાદ રાખ! આ વિશ્વાસરાવ તારા ત્રણ દિવસમાં પ્રાણ લેવા પોતાના પ્રાણની પરવા ન કરશે!

વિશ્વાસરાવનો પિતા માનાજીરાવ માળવાનો ઉદ્ધાર કરનાર-મહારાષ્ટ્રમાં સ્વરાજ સ્થાપનાર-વીરમરાઠા કુલભુષણ શિવાજીનો એક બહાદુર સ્વામીભક્ત સરદાર હતો. તેનો શિવાજીના બીજા સરદાર જાદવરાવે કેવળ માનાજીરાવની સરદારી લેવાના ક્ષણીક-દૂષ્ટ લોભથી કપટ કરી નાશ કરાવ્યો હતો. પોતાના પિતાના થએલા અકાલ મૃત્યુથીજ વિશ્વાસરાવે પ્રતિજ્ઞા કરી હતી કે "ત્રણ દિવસની અંદર મારા પિતાને મારનાર દુષ્ટ જાદવરાવનો નાશ કરવોજ."

ઘાડું જંગલ છે. વનચર વિકાળ જાનવરોના ભયંકર અવાજથી આખું જંગલ કંપી રહ્યું છે. વિશ્વાસરાવ એ જંગલમાં એકજ વાસનાથી માર્ગ કાપી રહયોછે. તેને થાક વધારે લાગ્યો હતો. પોતાનો અશ્વ પણ થાકેલો જણાયો. તેણે એક કોતરમાં મોટાં ઝાડ નીચે આરામ લેવાના વિચારથી ઘોડો ઉભો રાખ્યો. નીચે ઉતર્યો. ઘોડાને ચરતો મુકી પોતે આરામ લેવા સુતો. આ નિર્જન સ્થાનમાં કોઇની વાતચીતનો અવાજ આવતો સંભળાયો. વિશ્વાસરાવ એક ચિત્તથી સાંભળવા લાગ્યો. ઘડીમાં તિરસ્કાર તો ઘડીમાં ગર્વમય હર્ષ થતો હતો. વાતચીત બંધ થઈ. વિશ્વાસરાવ પણ અશ્વારૂઢ થયો.

શૂરા શિવાજીએ આજે દરબાર ભર્યો છે, સર્વ શાન્ત બેઠા છે, એટલામાં શિવાજી બોલ્યાઃ—"વ્હાલા સરદારો ! આપણા એક ચુસ્ત માતૃભૂમિના સાચા સેવક સરદાર માનાજીરાવનો લૂંટારાઓએ નાશ કર્યો છે, એથી આપણે એક ભડવીર સરદાર ગુમાવ્યો છે; એટલુંજ નહિ પરંતુ તેનો પુત્ર રાજદ્રોહી થઈ દુશ્મનમાં ભળી ગયો છે. એવા ચોક્કસ સમાચાર મળ્યાથી મારો વિચાર સ્વર્ગસ્થ સરદારની પદવીએ બહાદુર જાદવરાવની નિમણુક કરવાનો છે. પ્રથમ મારો વિચાર તેની પદવી પોતાના પુત્રનેજ આપવાનો હતો, કારણ હું નો'તો ધારતો કે એક સ્વામિનિષ્ટ–વખત આવે માતૃભૂમિને માટે પ્રાણ આપવા સદા તૈયાર હતા એવા–વીરસરદારનો પુત્ર આવા નિચ્ચ હૃદયનો નિકળશે !"

દરબારના એક ખુણે બેઠેલા વિશ્વાસરાવથી આ બોલો ન સહી શકાયા. તે ઉભો થયો. બોલવા લાગ્યો. "મહારાજાધિરાજ! આપના પરમ સ્વામીભક્ત સરદારનો રાજદ્રોહી નિચ્ચ હૃદયનો પુત્ર આ ઉભો છે. ચ્હાયે તો એને કેદ કરો કે ચ્હાયે તો એને સૂળીએ ચઢાવો ! મહારાજ ! આપનો હું પુત્ર છું. મારો ગુહ્નો હોય તો તમો જે શિક્ષા કરો તે સહવાને સદાને માટે આ સેવક તૈયાર છે; પરંતુ વિચાર કરજો કે રાજદ્રોહી હું છું કે, મારા પિતાને કપટથી મારી નંખાવી આપની આગળ કપટજાળ રચી નિમકહરામ બની કેવળ બીજાનો હોદ્દો લેવાની તુચ્છ અભિલાષાથીજ મારી ગરીબ હિન્દુ ગાયના–મારાં પરમ પૂજ્ય માતુશ્રીના–કે જેણે કાયા, વાચા, અને મનસા કદી પણ પાપકર્મ કર્યું નથી, જેની એકજ લગની, ફક્ત પતિવ્રત સિવાય બીજું કશુંજ નહિ; તેના–ઉપર વૈધવ્યતાનો જે દુષ્ટે જુલમ વરસાવ્યો છે, તે દુષ્ટ–પાકો રાજદ્રોહી–નરાધમ સરદાર જાદવરાવ છે તે !

મહારાજા શિવાજીરાવ વિચારનાં આંદોલનમાં ગોથાં ખાવા લાગ્યા. જાદવરાવ ધ્રુજતા અવાજે શિવાજીરાવને સમજાવવા લાગ્યો. અને પોતાની કપટજાળમાં શિવાજીને ફસાવી 'વિશ્વાસરાવ પાકો રાજદ્રોહી છે' એમ નક્કી કર્યું. શિવાજી વધારે કોપાયમાન થયા. અને વિશ્વાસરાવને સૂળીના માંચડે ચઢાવવાનો હુકમ થયો.

એક નિર્દોષ માતૃભૂમિના સેવકની છેલ્લી અણી જોઈ જાદવરાવનો સેવક સંભાજી ઉભો થયો, અને તેણે જાદવરાવની કપટ જાળરૂપી બારીનાં બારણાં ખુલ્લાં કરી દીધાં. તેમાં પોતાની સાથેજ બીજા આઠ સરદારોને લૂંટારાનો વેશ લેવરાવી જાદવરાવે કપટથી ધર્મનું ઉલંઘન કરી માનાજીરાવને મારી નંખાવ્યાના તેમજ બીજાં અનેક કુકૃત્યો શિવાજી આગળ જાહેર કર્યાં. શિવાજીરાવ, જાદવરાવની પ્રપંચજાળ જોઇ સ્તબ્ધ થઇ ગયા. આટલી બધી હદપાર નિષ્ઠુરતાથી ઉશ્કેરાઇ શિવાજીએ તેને કેદ કર્યો.

વિશ્વાસરાવ પ્રત્યે આવા ખોટા વિચાર લાવવાથી શિવાજીએ તેની માફી માગી. વિશ્વાસરાવે પોતાની પ્રતિજ્ઞા મહારાજાને વિદિત કરી. તરત પ્રતિજ્ઞાનું પાલન થયું; અને એક માતૃભૂમિના સાચા પુત્રે પોતાના પિતાનું નામ અમર કર્યું. ધન્ય છે એની પ્રતિજ્ઞા-પાલક શક્તિને!



# વીર ક્ષત્રાણીનું શૂરાતન.

---

મેવાડભૂમિમાં આજે ચોમેર ગમગીની પ્રસરી રહી છે. મેવાડ માતાનો સાચો સેવક વીર સમરસીંગ પોતાના પુત્ર કર્ણદેવને પોતાની સ્ત્રી કર્માદેવીને સોંપી મરણ પર્યંત તેનું રક્ષણ કરવાનું કહી દિલ્હીના સમરાંગણમાં માતૃભૂમિને માટે અમર નામ કરી વિદાય થઇ ગયો છે. કર્માદેવી પાટણની કુંવરી હતી. એનામાં વીર બાપ્પા રાવળના વંશજોનું શૌર્ય પ્રકાશતું હતું. એક સ્ત્રી જાતી છતાં યુદ્ધ કુશળ હોઈ અમર સીંહના ગયા પછી પોતે ઘણીજ સારી રીતે રાજ્ય કારભાર ચલાવતી હતી. દિલ્હીના યુદ્ધમાં શાહબુદ્દિન જીત્યો. પૃથ્વિરાજને કેદ કર્યો. આ જોઇ કેટલેક વર્ષે કુતુબુદ્દિન મેવાડ ઉપર ચઢી આવ્યો. સ્વતંત્રતાની આરસી રૂપ મેવાડભૂમિ હજી કોઇને નમી ન હતી અને નમશે પણ નહિ એની ખાત્રી આપવા પગભર તૈયાર જણાતી હતી. કુતુબુદ્દિન મેવાડ ઉપર ચઢી આવે છે, અને કયાંતો રાજરાણી કર્માદેવીએ જાતે કુતુબુદ્દિનને વિજય માળા આરોપવી અથવા કયાં તો પોતાના પ્રાણ બચાવવા પહાડોની ગુફા સોધવી. એ સિવાય ત્રિજો રસ્તો નથી એમ સર્વને જણાવા લાગ્યું.

સમરસીંગની અર્ધાંગના કે જેની રગેરગમાં ક્ષાત્રતેજ ભભકતું હતું, જેની આંખમાંથી અગ્નિના તણખા ઝરતા હતા, જેનું સર્વ અંગ શૌર્યથી કંપતું હતું; તે આ બીનાથી સળગી ઉઠી. પાટણની પુત્રિ અને મેવાડની રાજમાતા તે વિધર્મિ શત્રુને વિજયમાળા પહેરાવે ? જ્યાં સુધી એ મેવાડની દેવી

સ્વરૂપ કર્માદેવી જીવતી હોય, જ્યાં સુધી શૂરા મેવાડીસિંહોના શરીરમાં લોહી વહેતું હોય, જ્યાં સુધી એ વીર મેવાડ ભૂમિમાં પોતાના પૂર્વજોનું શૂરાતન પ્રકાશતું હોય; ત્યાં સુધી મેવાડની એ વિધવા માતા શત્રુને કદી નહિ નમે તે નહિજ નમે !

રાજમાતા મુંઝવણમાં પડી. તેના શૂરા સામંતો રાજકુંવરના રક્ષણાર્થે પળવારમાં હલાલ થઈ જવા તત્પર હતા; પરંતુ તેમની ગુંજાસ કેટલી ? કયાં અસંખ્ય શત્રુદળ અને કયાં મુઠ્ઠીભર મેવાડીઓ ! વીર કર્માદેવીને એક વિચાર સૂજ્યો. તેણે તેના બહાદુર શૂરા રાજાઓ, સામંતો વિગેરેની સભા ભરી. સર્વ વીરો સભામાં બેઠા બેઠા રાજમાતા શી આજ્ઞા આપે છે તે સાંભળવા તત્પર હતા. રાજમાતા આવ્યાં. બેઠાં. પોતાની ઉપર આવેલી આફતથી ન ડરતાં કોઇ વીર રાજપૂતને શરમાવે એવું બોલવું શરૂ કર્યું. વીરમેવાડીઓમાં કોઇ અલૌકિક ઉત્સાહ પ્રેરવા લાગી. ક્ષણિક વારમાં શાન્ત દરબારમાં ઘોર ગર્જના થઈ રહી. બહાદુર સામંતોમાં અજબ તેજ પ્રકાશવા લાગ્યું. તેમનાં હથિયારો ઉછળ્યાં.

રાજાઓ અને સામંતો શરમીંદા પડી ગયા. મેવાડની એ સિંહણ સ્વરૂપી કર્માદેવીએ પોતાની સરદારી હેઠળ યુદ્ધ કરવું જાહેર કર્યું. આ બીનાથી સર્વ પ્રજાજનો રાણીની પ્રશંસા કરવા લાગ્યા. રણમાં જવા સૈન્ય તૈયાર થયું. મોખરે રાણીજી ઉભાં. રાજમાતા સાથે તેની કમ્મરે લટકતી સમશેર, ડાબી બાજુએ ખંજર અને શત્રુના કાળજાં ભેદનાર વીર ભાલો વિગેરે, વીર સમરસીંગના તેજદાર અશ્વ ઉપર શોભી રહ્યાં છે. રાજમાતાના પ્રજાજનો ઓવારણા લેવા લાગ્યાં. વૃદ્ધ સ્ત્રી પુરૂષો શુભાશિષ આપવા લાગ્યાં. સર્વજનો પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા કે "હે

પ્રભો! અમારી આ રાજમાતાને વિજયમાળા પહેરાવજો" પ્રજાવર્ગના પ્રણામ ઝીલતી, પોતાના મહેલ, બગીચા તેમજ નગરને છેલ્લા પ્રણામ કરતી, પોતાના પતિદેવની આરાધના કરતી એ બહાદુર ક્ષત્રાણી રણમેદાને આવી પહોંચી.

કુતુબુદ્દિન તૈયારજ હતો. તેને તો રાજપુત રાજાઓને વીણી વીણી મારીને રાજ્ય કબજે કરવાં હતાં. ઉભય પક્ષના માણસો સમશેર અને ભાલાથી ભેટયાં. દારૂણ યુધ્ધ શરૂ થઇ ગયું.

કેટલાક દિવસ યુધ્ધ ચાલ્યું. બન્ને પક્ષના કેટલાઓ સૈન્યની પાયમાલી થઈ ચુકી. કુતુબુદ્દિનના અસંખ્ય સૈન્યમાં ઘટાડો જણાતો નો'તો; પરંતુ મૂઠ્ઠીભર મેવાડીઓને માણસ ખુટવા લાગ્યાં. આંગળીને વેઢે ગણી શકાય એટલાજ મેવાડીઓ હવે બાકી છે. રાજપુતોની લઢવાની સામગ્રીઓ પણ ખુટી ગઈ છે. વીર કર્માદેવીનું હૈયું પોતાના વીર સુભટોના સબ પડતાં જોઇ કંપી ઊઠે છે, પરંતુ તેના પતિદેવના હથિઆરો પોતાના શિથિલ થતા મનને વિરત્વ આપી જાગૃત કરી પુરૂં ઉત્સાહીત કરે છે.

લડાઇનો છેલ્લો દિવસ છે. વીર ક્ષત્રાણીએ હરેક સૈનિકને હુકમ કર્યો કે "કયાં તો માતૃભૂમિને માટે યુદ્ધમાં ખપી જઇ પાપીઓના હાથમાં ન સપડાતાં એકેએક ક્ષત્રિય વીરના ઉષ્ણ લોહીથી દેવી ચંડિકાનું ખપ્પર ભરવું; કે કયાં તો મેવાડનો વિજય ધ્વજ ગગનમાં ફરકાવવો! સ્વતંત્રતા ન ગુમાવવા માટે બહેતર છે આપણા દેહના રાઈ રાઈ જેવડા ટુકડા કરવા! બસ. એકજ આજ્ઞા. "કયાં તો મારવું કે ક્યાં તો મરવું." આજે શૂરા મેવાડીસિંહોમાં કોઈ અલૌકિક તેજ પ્રકાશતું હતું. વીર ક્ષત્રાણી કર્માદેવીએ દેવી ભવાનીનું સ્વરૂપ ધારણ કર્યું છે. ક્ષત્રિય દળ

"હરહર મહાદેવ" "દેવી કર્માદેવીનો જય" "રાણા સમસીંગનો જય" વિગેરે જયઘોષથી શત્રુઓનાં કાળજાંમાં શબ્દોરૂપી ઘા કરતું મેદાને આવી પહોચ્યું. શત્રુઓ ધ્રુજી ઉઠયા. તેમને આજનો દિવસ ભયંકર લાગ્યો. ખરેખર ! ભયંકરજ હતો.

ઉભય સૈન્ય વચ્ચે અતુલ ઘોર સંગ્રામ ચાલ્યું. રાણીએ માતા ભવાની માફક કતલ ચલાવી શત્રુ સેનાને ગભરાવી નાંખી. રાણીનું આ શુરાતન જોઈ બહાદુર મેવાડીસિંહો પણ ગાજ્યા. પૂરા વેગથી ઝઝુમ્યા. શત્રુ સેનામાં ભંગાણ પડયું. રાજપૂત સૈન્ય આગળ ધસ્યું. શત્રુઓની છાવણી નજદીક આવી પહોંચ્યું પોતાના તંબુમાં મેવાડની વીર ક્ષત્રાણીને બેસાડવાની અભિલાષા રાખનાર કુતુબુદ્દિન મુઠ્ઠીઓ વાળી નાઠો. રાજપૂત સૈન્યે જોતજોતામાં આખા દુશ્મનોના લશ્કરની તેમજ છાવણીની રેવડીદાણાદાણ કરી નાંખી. મુઠ્ઠીભર મેવાડીઓએ અજબ શૌર્ય વાપર્યું. રાણી કર્માદેવી વિજય ધ્વજ ફરકાવી પોતાના ઈષ્ટદેવ-પતિની આરાધના કરતાં નગર તરફ વળી. એ બહાદુર મેવાડની સિંહણે પતિનું નામ રાખ્યું એટલુંજ નહિ પરંતુ અમર કર્યું. ક્ષત્રાણીનો ટેક સાચવ્યો. પોતાની માતૃભૂમિનું ગૌરવ દિપાવ્યું.

ધન્ય છે! એવિરલ વિભૂતિઓને પેદા કરનાર મેવાડ ભૂમિને! એ ભારતમાતાને ! અને એ ક્ષત્રિય વંશને ! વીર ક્ષત્રાણી કર્માદેવીની સમસ્ત જગત આજે પ્રસંશા કરે છે !



# વંદન હો મહાત્મા ગાંધીજી !

---

"ઓ ભારતવાસી નરનારીઓ જાગો, જાગો. તમારી બંધ થએલી આંખો ઉઘાડો–કુંભકરણની નિંદ્રા ત્યાગો ! અને જુઓ કે તમારી હિન્દમાતા પોતાની આંખમાંથી શ્રાવણ–ભાદરવો વરસાવે છે. એની ઉપર અખંડ સંકટનાં વાદળો તૂટી પડયાં છે. આ જાલીમ સરકાર તેને ગુલામીનાં પીંજરામાં પૂરી પાશવ સત્તાનું બળ અજમાવી રહી છે !

તમારી એ માતાનું હરણ થયું છે. શું તમો સઘળા બાયલા બની એ હણાયલી માતાને પાપીઓના હાથમાંથી ઉગારી તમારા પ્રત્યેનું રુણ અદા ન કરો ? જો તમો એ માતાને આવા વિપદ સમયમાં સહાય ન કરો તો તમો ખરેખર ! નિમકહરામ છો એમ કહેવાશો. માટે સર્વ માયાને તજી તમારી એ જનની જન્મભૂમિને ગુલામીના કોરડામાંથી છોડાવો."

ગુલામીના કોરડાથી સજ્જડ બંધાઈ ગયેલા ભારતવાસીઓના કર્ણમાં એ આર્તનાદ પહોંચ્યો. સર્વ જાગ્યા. પોતાની ઉંઘને ઠોકર મારી. લોભને તિલાંજલી આપી. સરકારના જુલ્મી કાયદાથી ધ્રુજતાં હૈયાં દ્રઢ બન્યા. એ જુલ્મી કાયદાની સામે થવાની તાકાત આવી, આત્મબળ ખીલ્યું.

હિન્દુસ્તાનને વીર–હાક મારી ઉંઘતા સિંહોને જગાડી ભારતરૂપી નંદનવનને ગજાવનાર એ કયો શૂરવીર પાકયો છે ? સેંકડો વર્ષથી જડમુળ ઘાલી પોતાના કહેવાતા જુલ્મી કાય-

હાથોથી પ્રત્યેક હિન્દીઓને ગુલામીની પાશમાં સપડાવી મોજશોખ માણનારી એ સલ્તનતને ધ્રુજાવનાર એ કયો હિન્દ માતાનો સપુત છે? જર્મની જેવા એક બાહોશ રાજ્યને હરાવી પોતાના બળમાં છકેલી એ શસ્ત્રવાન સરકારને હથિઆરથી નહિ, કપટથી નહિ; પરંતુ પોતાના આત્મબળથી અને ધર્મથી કંપાવનાર એ દેશઘેલો વીરનર કોણ છે? કેટલાઓ વર્ષ સુધી યુદ્ધ કરી અગણીત હિન્દીઓના લોહીની નીક વહેવરાવીને પણ ન હારી શકે એવી એ પોણીબસો વર્ષથી ઘર કરી રહેલી સરકારને કેવળ સત્યાગ્રહ-આત્મભોગ-"મારવું નહિ પણ મરવું" ના અચળ અહિંસાના ધાર્મીક સિદ્ધાંતથી એક વર્ષમાંજ હરાવવાનું બીડું ઝડપનાર એ કયો શૂરવીર સિંહ છે? એને કયા નરવીરની ઉપમાં અપાય?

એ શૂરવીર તેજ પાકયો છે કે જેનામાં જગતના એકેએક બહાદુરોનું પવિત્ર લોહી વહે છે, અને પોતાની માતૃભૂમિને માટે પ્રાણનું બલિદાન આપનાર દરેક વીરોનું વીરત્વ ઝઝુમી રહ્યું છે! એ હિન્દ માતાનો સપુત તેજ છે કે જેણે પોતાના સત્યાગ્રહના અણમોલા શસ્ત્રથી હિન્દીઓને નિડર બનાવી આફ્રિકામાં મોટી જીત મેળવી સમસ્ત હિન્દને પણ તે પાઠ શીખવી આત્મબળનો ધામિક પંથ બતાવ્યો! એ દેશઘેલો વીરનર તેજ છે કે જેણે પોતાની માતૃભૂમિને માટે ધન-દોલત, સગાસંબંધી તેમજ પોતાના પ્રાણનીએ પરવા ન કરતાં એકજ લગનિથી સમસ્ત જગતને દિંગ કર્યુ છે, અને ન ધારેલું શૂરાતન હિન્દીઓમાં પ્રકટાવ્યું છે! એ સિંહ તેજ છે કે જે આજે પોતાના નિઃસ્વાર્થી કર્ત્તવ્યને લઇને હિન્દુસ્તાનનો તાજ વગરનો શિરતાજ-રાજા મનાય છે, અને જેનો કાર્યક્રમ હિન્દની સલ્તનત્ અને નોકરશાહી એકી ત્રટે નિહાળી

રહી છે, જેના અવાજથી તેઓનાં હાજાં ગગડી જાય છે ! એ વીરને તેનીજ ઉપમાં અપાય કે જે નરરત્નમાં અખુટ માતૃપ્રેમ, અસાધારણ વાત્સલ્યભાવ, અનુપમ આત્મબળ અને જોઇએ તેટલી કર્તવ્યનિપૂણુતા હોય !

ભારતના સિંહોને જગાડી, પોતાનું શૂરાતન હિન્દમૈયાના ઉદ્ધારાર્થે વાપરી, માતૃભૂમિને માટે નિઃસ્વાર્થપણે શ્રીકૃષ્ણ ભગવાનના પવિત્ર જન્મસ્થાન–જેલને મ્હેલ સમાન ગણી, જે વિરલ વિભુતિ આજે યેરોડા જેલમાં બિરાજી રહી છે; એ હિન્દના માર્ગદક્ષક, પવિત્ર પ્રેમમૂર્તિ વંદનીય મહાત્મા ગાંધીજીને સમસ્ત હિન્દ આજે ભગવાન ઈશુની ઉપમાં આપી રહ્યું છે. ભગવાન ઈશુએ પોતાના ધર્મને માટે પ્રેમથી વધસ્થંભ સ્વીકાર્યો, તેમ એ હિન્દમૈયાના અણમોલા સેવકે પોતાના ધર્મને માટે સરકારના એ પીંજરાંને કીર્તિભૂવન આલેખી સ્વીકાર્યું.

પોતાના હક્કને માટે ભગવાન ઈશુના દોરેલા પવિત્ર ધાર્મિક પંથથી ઝઝુમતા એ હિન્દના મહાત્મનને ઈશુનાજ અનુયાયીઓએ આ સ્થિતિમાં મૂકયા ! ઈશુના એ પવિત્ર પંથને વિસારનાર એ કહેવાતા અનુયાયીઓએ આ રીતે પોતાનું શૂરાતન દાખવ્યું !

ગયા ! ગયા ! એ હિન્દના વંદનીય બાપુ છ વર્ષને માટે હિન્દમાતાની સેવા ત્યાગી હિન્દીઓની નજર આગળથી ગયા !

એ સ્વાર્થી સલ્તનતે હિન્દીઓને શિથિલ કરવા આ ક્રૂર પગલું ભર્યું. એના એ પગલાંથી એકેએક સાચા હિન્દીના હૃદયમાં આગ સળગી ઉઠી. કાળજાં ભેદાઇ ગયાં. હિન્દી સરકારની સ્વાર્થી આશા ભસ્મિભૂત થઈ ગઈ અને સમસ્ત હિન્દ તો હજીએ તેમના એ પનોતા પ્રેમમાર્ગને શિરસાવંદ્ય ગણી પોતાની માતૃભૂમિને માટે કુરબાનીઓ આપતું રહ્યું !

પ્રભો ! પ્રત્યેક હિન્દીઓને પોતાની માતૃભૂમિનું દુઃખ વિદારવા અભયશક્તિ આપો ! અને એ હિન્દના પૂજ્ય **મહાત્મા ગાંધીજીને દિર્ઘાયુષ બક્ષો !**

**"વંદન હો મહાત્મા ગાંધીજી"**

---

## એ કોણ ?–(મહાત્મા ગાંધીજી)

એ કોણ છે જે જાગ્યો ?
જેણે સહુને જગાડયા ?
એ કોણ છે જે છૂટયો ?
જેણે સહુને છોડાવ્યા ?
જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો ?
જેણે સહુને જીવાડયા ?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો ?
જેણે સહુને નમાવ્યા ?
જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે;
એ કોણ છે જે એવો ?
જેણે સહુને જીતાડયા ?
એ કોણ છે જે એવો ?
જેણે સહુને જગાડયા ?

**ગોકળદાસ રાયચૂરા–**

# વીરનર–તીલક મહારાજ.

હિન્દુસ્તાન ગુલામીના કોરડાથી બંધાયલું હતું. તાકાત નથી એક પણ ભારત બચ્ચાની કે હિન્દના રાજકીય જીવનમાં નોકરશાહી સામે એક આંગળી પણ ઉંચી કરી શકે ? પોતાના પેટના પોષણાર્થે ગુલામી કરવા રહેલા એક સિપાઇથી પણ એ સમયે હિન્દના વતનીઓ કંપતા હતા. દરેક અંગ્રેજ કે અમલદારનું નામ સાંભળી ધ્રુજતા હતા. જ્યાં હિન્દની આ સ્થિતિ ત્યાં માતૃભૂમિનું રૂદન કોણ સાંભળે ? કયાંથી સંભળાય ! એ નિર્દય પાશવ સત્તાના ઓજશમાં અંજાઇને કહો કે પછી પ્રાશ્ચાત્ય સુધારાની મોહ જાળમાં ફસાઇને કહો, પણ તે વખતે આખું હિન્દ પોતાની અધોગતિનો વિચાર ન કરતાં પરદેશીઓની સાહીચુસ–વાનર–નકલ કરતાં શિખ્યું હતું. સમસ્ત હિન્દ પ્રાશ્ચાત્ય સંસ્કૃતિને આધિન થયું હતું.

આવા અનેક બનાવોથી હિન્દ દિવસે દિવસે પાયમાલ થતું જતું હતું. દરીઆ પારથી આવેલી એ સલ્તનત્ રંજાડાએલી આપણી માતૃભૂમિમાંનું સત્વ ચૂસી ચૂસી એને નિર્માલ્ય બનાવી રહી હતી. અખિલ ભારતવર્ષ ગુલામીથી જકડાઈ પ્રાશ્ચાત્ય સુધારાની ઘેનમાં કુંભકરણની નિદ્રા ગ્રહણ કરી રહ્યું હતું.

આ શું ? હિન્દને ગુલામ બનાવનાર એ કાયદારૂપી ઉંદરોની દોડાદોડથી કોઈ સિંહ જાગ્યો જણાય છે ! જેની રગેરગમાં એકજ અવાજ, એકજ ધ્વનિ અને એકજ જાપ કે “ સ્વરાજ્ય એ મારો જન્મ સિદ્ધ હક્ક છે. ” એ જાગેલા સિંહે સમસ્ત

ભારતને જગાડ્યું. હિન્દી સરકારની પાશવ સત્તાનું સર્વને ભાન કરાવ્યું. પ્રત્યેક હિન્દીઓ એ સિંહના કર્ત્તવ્યથી દિંગમૂઢ બન્યા. ધ્રુજવા લાગ્યા. રખેને સરકાર માબાપ એને ફાંસીને લાકડે લટકાવશે એવી સર્વને ધાસ્તી થવા લાગી.

જે વખતે એક પણ હિન્દી ઉંચી ડોક પણ ન કરી શકતો, તે પોતાના મુખમાંથી આજે ધ્રુજતી જીભે "સ્વરાજ્ય" શબ્દ ઉચ્ચારવા લાગ્યો. સરકાર ગભરાઇ ! એ જાગેલા સિંહને પૂરી નિદ્રાવશ કરવા ફોકટ ફાંફાં મારવા લાગી. પોતાનું કાયદારૂપી શસ્ત્ર એ સિંહની ગરદન ઉપર ચલાવ્યું. તેમને પકડવામાં આવ્યા. એ હિન્દમાં પ્રથમ જાગેલા લોકજાગૃતીના જનકનું રાતો રાત હરણ કરવામાં આવ્યું. હિન્દના એ પરદુ:ખભંજન વિક્રમને માતૃભૂમિની સેવા કરવાના ગુન્હના માટે એ સરકારે પશુબળ અજમાવી પોતાનું શૂરાતન દાખવ્યું. આખું હિન્દ ઉશ્કેરાયું. એ સિંહની ગર્જનાથી જેટલી જાગૃતિ ન આવી હતી તેટલી જાગૃતિ એ આંધળી નોકરશાહીએ આપોઆપ પેદા કરી. હિન્દ માતાના એ પનોતા પુત્રના બલિદાનથી હિંદ જાગ્યું. સિંહની પાછળ કેટલાઓ નરવીર ઉત્પન્ન થયા; અને એ વિરલ વિભુતિના મહામંત્રનો ઘેરઘેર જાપ થવા લાગ્યો.

અરે ! પણ હાય પ્રારબ્ધ ! હિન્દ મૈયાની એ અવિચળ પ્રેમમૂર્તિ મરણ પથારીએ છે. પોતાનો મહામંત્ર હિન્દ કદી ન વિસારે અને માતૃભૂમિને જેમ બને તેમ જલદી ગુલામીની પાસમાંથી મુક્ત કરે, એવાજ છેવટના પણ વિચાર છે. મરણ પર્યંત એમણે સારા હિન્દુસ્તાનની સેવા કરી. છેવટે હિન્દનો એ લોક જાગૃતીનો આત્મા હિંદીઓથી સદાને માટે દૂર થયો........સ્વર્ગે સિધાવ્યો ! એમનું એ પંચભૂતથી

બનેલું શરીર સુખડના સુગંધીમય લાકડે મુંબઈ બંદરે લાખો હિન્દીઓની વચ્ચે ભસ્મ થયું; પરંતુ એમનો આત્મા હજી પ્રત્યેક હિન્દીઓના હૃદયમાં અમર છે અને અમર રહેવાનો !

જ્યારે પાંડવ-કૌરવો પોતાનો કલહ માહોમાંહે ન પતાવી શકયા, ત્યારે છેવટે યુદ્ધ કરી શસ્ત્રબળથી લઢીને હિસાબ પતાવવાનો નિશ્ચય થયો. ઉભય પક્ષનું અસંખ્ય સૈન્ય રણ-મેદાને આવ્યું. કુરૂક્ષેત્રની નિર્દય ભૂમિ કેટલાઓ માણસોનો ભોગ લેવા તત્પર હતી. એ નિર્દય ભૂમિમાં જઇ સર્વ યોદ્ધાઓ પણ દયાહીન થઈ પોતાના સગા-સંબંધીઓને ન જોતાં કતલ ચલાવવાની ધુનમાંજ મશગુલ બન્યા.

પ્રાચીન નિયમ મુજબ વિજયદેવીની વરમાળ ગ્રહણ કર-વાના હેતુથી પાંડવોએ રણસ્થંભ રોપ્યો. એ સ્થંભને બત્રિશ લક્ષણા પુરૂષનું બલિદાન આપી તૃપ્ત કરવામાં આવે તો તે પક્ષનો અચૂક વિજય થાય. એ રણસ્થંભને લાયક તો ભીમનો પુત્ર બભ્રુવાહનજ હતો. યુદ્ધમાં વિજય મેળવવા રણસ્થંભને બલિદાન આપવા મારા મસ્તકની જરૂર છે એમ જ્યારે તેણે જાણ્યું કે તરતજ પોતે હાજર થઇ પોકાના બલિદાનથી નિર્દય ભૂમિને તૃપ્ત કરી, રણસ્થંભની પ્રતિષ્ઠા વધારી. એ પવિત્ર બલિદાનથી યુધ્ધની વિજયમાળા પાંડવોના શરીરમાં પડી; અને એ યુધ્ધમાં પાંડવોનો વિજય થયો.

તે મુજબ ભારતની સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે સને ૧૯૨૦ની ઓગષ્ટની પહેલી તારીખ ચિરસ્થાયી છે. અસહકારના ધાર્મિક યુધ્ધનો રણસ્થંભ હિન્દીઓના કલેજામાં સળગી ઉઠેલી એ તારીખ પહેલીએ મહાત્મા ગાંધીજીએ રોપ્યો; અને એજ સમયે એ પવિત્ર યુદ્ધની વિજયપ્રાપ્તિ માટે હિન્દીઓના પ્રાણ-

સમા બત્રિશ લક્ષણા સિંહ–તિલક મહારાજ–નું બલિદાન એ રણસ્થંભની પ્રતિષ્ઠાને માટે કુદરતેજ અર્પણ કર્યું. એ શુભ દિનના પૂણ્યયોગમાં જરૂર ઇશ્વરી સહાય છે એ આ ઉપરથી સિધ્ધ થાય છે. ભારતમાતાના એ બત્રિશ લક્ષણા વીરપુત્રના બલિદાનથી એ યુધ્ધનો વિજય નક્કી છેજ !

માતૃભૂમિની સેવાર્થે એ હિન્દના વિભૂએ આખું જીવન વલોવી નાંખ્યું હતું. એક બાજુ અંત લગી પોતાનો મહામંત્ર જપતા જપતા એ લોકમાન્ય સ્વર્ગે સિધાવે; ત્યારે બીજી બાજુ હિન્દના વંદનીય પૂજ્ય મહાત્મા ગાંધીજી સ્વરાજનો ઝુંડો હાથમાં લઇ રણમેદાને આવી "અસહકાર" રૂપી ધાર્મિક યુધ્ધનું નોકરશાહીને નિમંત્રણ કરે !

લોક જાગૃતિના જનક એ તિલક મહારાજના અવશાનથી પ્રેજા નિરાશ થઇ ! આ હૃદયભેદક દ્રશ્ય પ્રત્યેક હિન્દીઓને કલેજે ચોંટી ગયું. લોકમાન્ય પોતાના સ્થુળ દેહનો ત્યાગ કરી ગયા પરંતુ તેમનો આત્મા હિન્દના એકેએક ઘેર કાયમ છે ...............અમર છે !

ગયો ! ગયો ! એ હિન્દમાતાનો લાડીલો લાલ અને ભારતવાસીઓનો પ્રાણ, આ ફાની દુનિયાનો ત્યાગ કરી સદાને માટે ચાલ્યો ગયો !!!

પ્રભો ! એમના એ અમર આત્માને શાન્તિ આપો ! અને એમના એ મહામંત્રની વિજય પ્રાપ્તિ માટે હિન્દીઓને અડગ બળ આપો ! એજ અંતિમ પ્રાર્થના !!!



# સ્વર્ગસ્થ લોકમાન્ય.

(સરફરોશીની રાહ)

એ ભારતી રક્ષક તનું, માતૃભૂમિ ઉધ્ધારણે,
સમર્પી તન, મન, ધન, બિરાજ્યા સ્વર્ગ કેરા આંગણે;
માત બંધનથી હૃદય જેનું, અહોનિશ દાઝતું,
એ પૂજ્ય આત્માને પૂનઃ હે ઇશ ! અમને આપ તું.-૧

વેરાન ભુમિ ખાત્રથી ફળદ્રુપ કર્ત્તવ્યે કરી,
સ્વતંત્રતાના મંત્ર પયથી હિન્દને શાન્તિ કરી;
એ હિન્દ હુક્કના કાજ જેણે જપ્ત વ્હાલું ના ગણ્યું,
એ પૂજ્ય આત્માને પૂનઃ હે ઈશ ! અમને આપ તું.-૨

સત્તા તણી જંજીર તો એ પૂષ્પ હૈયા હાર છે,
સ્વદેશની સ્વતંત્રતાએ જાન પણ કુરબાન છે;
સ્વપ્રકાશિત્ દિપ ભારતના તનુજ જગાવ તું,
એ પૂજ્ય આત્માને પૂનઃ હે ઇશ ! અમને આપ તું.-૩

વીર મહાત્મા ગાંધીને વિચાર સૌ સુપ્રત કીધા,
વિયોગનાં વાદળ છવાતાં માત રક્ષકમાં મૂકયા;
ધન્ય ! ધીરવીર સ્વર્ગમાં શાન્તિ અનેરી પામ તું,
એ વાંચ્છના અમ હિન્દીઓની જયકારથી ઝળકાવ તું.-૪

—નલિન—

# અસાધારણ ત્યાગી–દરબારશ્રી.

---

હિન્દુત્વના જ્વલંત અવશેષો માંહોમાંહે લઢી કુસુંપરૂપી આગમાં સર્વ હોમાયા. એ આંતરીક કુસુંપોએ–દેશદ્રોહના અનાચારોએ, ઈશ્વરની અમીદ્રષ્ટી ફેરવાઇ, અને ધર્મકર્મથી એ ભરપૂર ભારતદેશ એ અનાચારોની ભયંકર આગમાં સપડાયો. હિન્દુ મુસલમાનની લઢાઈમાં વાનરરૂપી ચેષ્ટા વાપરી અંગ્રેજ સલ્તનત્ જીતી. આજે ભારતદેશ એ સલ્તનત્ના કબજામાં છે. સમસ્ત હિન્દ પરતંત્રતારૂપી ગુલામીની બેડીથી જકડાઈ, કચરાઈ રહ્યું છે. સારા હિન્દમાં આજે ગમગીની પ્રસરી રહી છે. નથી દેશમાં ઉત્સાહ, કે નથી દેશમાં શૌર્ય. કેવળ પ્રાશ્ચાત્ય મોહજાળમાં ફસાયલા એ હિન્દીઓ પોતાના પેટના પોષણ માટે–કકડી રોટલા માટે–નરી ગુલામી કરતા જણાતા હતા.

અહા! પણ આ પવિત્ર દેવભુમિના પૂર્વજોનું અને તેના તપસ્વીઓનું પૂણ્ય આડે આવ્યું. એ અને એવા કેટલાઓ દાવાનળથી સળગતા દેશની આગ બુજવનાર કોઈ વિરલ વિભુતિ ઉત્પન્ન થઈ.

એ વિભુતિનો દયાદ્રનાદ પ્રત્યેક હિન્દીના હૃદયમાં બિરાજ્યો, સર્વ હિન્દીઓનાં કપટથી ભરેલાં મ્લેચ્છ મન સ્વચ્છ–ચોકખાં ચાદરણી જેવાં થઈ ગયાં. ઠેરઠેર અહિંસા અને પ્રેમનો મંત્ર જપાવા લાગ્યો. એ વિભુતિના ઉપદેશથી સારો દેશ ઉલ્ટયો.... નિર્મળ અનો!

હિન્દુસ્તાન જંગલી મટી સારૂં થાય અને પોતાનો હક્કનો રોટલો માગતું થાય, એ પેલી સ્વાર્થી સલ્તનતથી કેમ જોવાય ! તેને તો બે દેશબંધુ–હિન્દુ મુસલમાન–ને લઢાવી બન્નેના ભાગનો રોટલો ખાઇ જવાની વાનરકળાજ પ્રસન્ન હોય!

પેલી વિરલ વિભુતિ–મહાત્મા ગાંધીજી–એ એક સંપ અને સ્વાર્થત્યાગનો પાઠ હિન્દ સમક્ષ મૂકયો. એમના એ ઉપદેશથી હિન્દ ઐકયતા અને નિઃસ્વાર્થનો લાભ સમજ્યું. હિન્દ એ કસોટીમાંથી ઘણા ગુણ મેળવી પાસ થયું. કેટલાઓ દેશઘેલા નરવીરોએ પોતાની માતૃભૂમિની સેવા કાજે આજીવિકાના સાધનો કે જેનાથી તે નરી ગુલામી કરતા હતા; તે છોડયાં. માતૃપ્રેમી વિદ્યાર્થીઓએ શાળાઓ ત્યાગી, નિઃસ્વાર્થી પદવી-ધરોએ પદવી ત્યાગી; અને સર્વત્ર ગુલામીનો બહિસ્કાર, બહિસ્કાર થઇ રહયો.

આવી રીતે જ્યારે એક વખત હિન્દ કસોટીની પરીક્ષા-માંથી પસાર થતું હતું, ત્યારે તેમાં પૃપ્રિ લાવવા હિન્દની આંખ વગરની આંધળી નોકરશાહીએ દમનનીતિ શરૂ કરી. કોઈપણ સરકારી માણસ પછી તે પાંચ રૂ૦ નો નોકર હોય કે પાંચ હજાર રૂ૦નો અમલદાર હોય પણ તે, આ ધાર્મિક ચળવળમાં ભાગ લે, કે તેને ભ્રષ્ટ કરવાનાં કૃકૃત્યો કરવા લાગી. અહા ! કેટલી નિચ્ચ–દૈત્ય––વૃત્તિ !

હિન્દુસ્તાનને શોભાવનાર ગરવી ગુજરાતના કાઠીઆવાડમાં એક નાનકડું દેશી રાજ્ય હતું. જેના તાબામાં કેવળ બે ત્રણ ગામોજ હતાં. એ ગામડાના રાજા–દરબારશ્રી ગોપાળદાસ–પવિત્ર પ્રેમમૂર્તિરૂપ હતા. પોતાની રૈયત કયે માર્ગે સુખી થાય એજ જેને લગની હતી. પોતે સ્વતંત્ર રાજા હોવા છતાં,

પ્રજાની માગણી સિવાય, તેમણે ત્યાં પ્રજાના પ્રતિનિધિઓથી રાજકાર્ય ચલાવવાની-રૈયતને સ્વતંત્ર બનાવી સુખી કરવાની-પ્રથા ચાલુ કરી.

દરબારશ્રીના રાણી ભક્તિદેવીમાં ખરેખર ! શક્તિદેવીનું સ્વરૂપ હતું. એ દેવી પોતાની પ્રજા વર્ગની સાહેલીઓ સાથે ગરબા રમતાં જણાતાં હતાં. એવીજ રીતે ગોપાળદાસ એક રાજા હોવા છતાં પ્રજા વર્ગના માણસો સાથે રાશ ખેલી આનંદ માનવામાં ગૌરવ સમજતા હતા.અહા ! કેટલી નિર્મળ વૃત્તિ ! એ રાજ્ય દરેક ઠેકાણે રામ-રાજ્યની ઉપમાં અપાતું હતું.

પરંતુ રે ! પ્રારબ્ધ ! પેલી હિન્દુસ્તાનને ચૂસી લેવા આવેલી સલ્તનતથી આ કલ્લોલ ન જેરવાયો ! દરબારશ્રી મહાત્મા ગાંધીજીના પૂણ્ય પવિત્ર પ્રેમ માર્ગને પ્રસન્ન કરતા જણાયા. પસંદ કરેજ ! હિન્દ માતાનો કયો હૃદય શૂન્ય નરાધમ હોય કે જે આવા પ્રેમ-માર્ગને પસંદ ન કરે ?! દરબારશ્રી મહાત્મા ગાંધીજીના પંથને મળતા થાય એ હિન્દી નોકરશાહીથી છતી આંખે કેમ જોવાઇ ! કયાં તો આંખ બંધ કરી આંધળા થવું કે કયાં તો એ દરબારશ્રીને કર્ત્તવ્ય વિમૂખ કરવા ! આ સિવાય ત્રિજો રસ્તો નો'તો. હિન્દના એ આધુનિક હરિશ્ચંદ્ર રાજા પોતાની સત્યતાને સ્હેજ પણ અલગ થવા દે એવી તેઓને આશા નો'તી, એટલે શું કરવું ? એ મુંઝવણમાં પડયા. આખરે તેઓએ પોતાનું જુલ્મી કાયદારૂપી શસ્ત્ર ચલાવ્યું !

દરબારશ્રીને હુકમ મળ્યો "કયાં તો હાલની આ ચળવળથી દૂર રહેવું કે કયાં તો રાજ્ય છોડી ચાલ્યા જવું." જાણે પોતાના બાપદાદાની આ ભૂમિ ન હોય ! પણ ખેર ! દરબા-

રશ્રી તો મહાત્મા ગાંધીજીના ધાર્મિક માર્ગેજ ચાલ્યા અને કાંઈ પણ વાંધો ન ઉઠાવતાં સ્હેજે રાજ્યગાદીનો ત્યાગ કર્યો !

ધન્ય છે ! એ હિન્દમૈયાની કુખને કે એના એ પનોતા પુત્રે માતૃભૂમિને માટે–સ્વમાનને માટે–રાજપાટનો ત્યાગ કરી, અખંડ સુખ વૈભવને ઠોકરે મારી, પોતાની પત્નિ અને સુકુમાર પુત્રો સાથે ખાદી રૂપી ભગવાં કપડાં ધારણ કરી, હિન્દમાતાના ઉધ્ધારાર્થે સાધુ વૃધ્ધિ ગૃહણ કરી !

ધન્ય હો ! ધન્ય હો ! ઓ પવિત્ર ભારત દેશ ! ઓ ગરવી ગુજરાત ! અને એ વિભુતિને ઉછેરનાર ઓ કાઠીઆવાડ ! તમોને ધન્ય હો ! આજે સમસ્ત દેશ એ વીરત્યાગી–દરબારશ્રીની પ્રસંષા કરે છે—પૂજે છે ! આવી અસાધારણ ત્યાગવૃત્તિ પેદા કરાવનાર એ મહાત્મા ગાંધીજીને અમારા વંદન હો ! પ્રણામ હો !

## " વંદે–માતરમ્ "



# માતૃભૂમિને!

( ઐ માતૃભૂમિ તેરે, ચરણોમેં શિર નમાઉં એ રાહ )

એ માત હિન્દ મારી! એ સ્વર્ગથીએ પ્યારી!
શી સાધનાથી બેડી, કાપી શકું હું તારી?—૧
તુજ મુક્તિ માટ ધાવા, ચરણો ખડા છે માતા!
તુજ હિત માટ દીધા, સાબુત હાથ મારા—૨
વાણી દીધી જ ગાવા, તુજ પ્રેમ ગાન રૂડાં;
તુજ દિવ્ય મૂર્તિ જોવા, નયનો તણા એ તારા—૩
ગુંજી રહ્યા છે કર્ણો, તુજ સ્તોત્રના પ્રવાહે;
ધબકાર થાય હૈયે, તુજ પ્રેમને ઉમળકે—૪
હિર હેમથી લુંટાઈ, મુજ માત હા ઉઘાડી!
પ્રભુતા ભરેલ ખાદી, શણગારૂં દેહ વાડી—૫
છે હક્કથી મળેલો, આ મિષ્ટ રોટલાનો;
ટુકડો ધરાવું છેલ્લો, મિષ્ટાન્ન એજ મેવો—૬
તુજ મુકિત માટ માડી! કહેતો સમાધી સાધું;
અંધારી ઓરડીની, એકાન્ત કેદ સેવું—૭
મુજ રકતથી કરૂં હું, અભિષેક માત તારો·
મુજ શિર જો ચઢાવું, તો ધન્ય દેહ મારો!—૮
મા પ્રેમ ભકિત ભાવે, જે જે તને ચઢાવું;
તારૂંજ છેય સંધુ, શેનું કરૂં સપાડું?—૯

**કલ્યાણજી વિઠ્ઠલભાઈ (જેલમાંથી).**

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.



લેખક

વસનજી રણછોડજી નાયક.

ઠે૦ વાડીફળીયું, કોટથેરી,

સુરત.

---

ગુજરાતી સાહિત્ય મંદિર,

લીમડાચોક—સુરત.